# હિન્દુસ્થાન માટે પ્રજાસત્તાક રાજકારોબારનો ધારા ખરડો.

સને ૧૯૨૪-૧૯૨૫ ની પ્રતિનિધિઓ અને પ્રજાની મંડળી મારફત
બહાર પાડેલી સૂચનાઓ કે જે ગ્રેટ બ્રિટનની રાજસભા
આગળ વિચાર ચલાવવાને મુકવામાં આવશે.



કીંમત ચાર આના.

# હિન્દુસ્થાન માટે પ્રજાસત્તાક રાજકારભારનો ખરડો.

હિન્દ દેશના લોકો એવું ઇચ્છે છે કે તેઓ પોતાના દેશનો કારભાર ચલાવી શકે. તે જાતનો હક તેઓ માગે છે, જે હક પુરાણા કાળમાં તેઓએ ભોગવ્યો હતો. આ પ્રજાસત્તાક રાજ્યના સર્વોપરી મુખી તરીકે શહેનશાહનો તેઓ સ્વીકાર કરે છે. નાના ગામડાંથી તે મોટાં પ્રાંતોમાં આ હક લોકો જાહેર ફરજો બજાવ્યાથી અથવા લાયકાતો મેલવ્યાથી મેળવી શકશે.

હિંદુસ્થાનના લોકોની સુલેહ શાંતી, સંતોષ અને દરજ્જાને ખાતર, તેમજ વળી ગ્રેટબ્રીટન અને આ દેશ વચ્ચે મિત્રાચારી ભર્યો સંબંધ જાળવવાને માટે, હિંદને આપ અખત્યારી અને છુટાપણુ ધરાવતા દેશો સાથે એક સરખા દરજ્જાપર લાવવાની જરૂર છે, જે સઘળા મુલકો (Dominions) પોતાના હકો અને તેને લગતી જવાબદારી ધરાવે છે, અને બાદશાહને વફાદાર રહેલા છે. રાજકારભારને માટે ગામડાઓ, તાલુકો જે ઘણા ગામડાંઓનાં બનેલા છે, પરગણાઓ, પ્રાંતો અને બ્રીટીશ કારભારને લગતું હિન્દુસ્થાનને લેવામાં આવ્યું છે, અને જેમાં હિન્દના રાજાઓનો તાબા નીચેના મુલકોનો સમાવેશ કરવામાં આવ્યો નથી.

રાજકારભારને લગતાં કામોમાં ન્યાયખાતુ, કાયદા ઘડનારૂ ખાતું અને કાયદાઓને અમલમાં મેલનારાં ખાતાંઓનો વહિવત, લોકોનાં સુખને માટે સ્વતંત્રપણે એક એકથી જુદો ચાલવો જોઇએ.

રાજકારભાર કરવાનું સહેલું થઇ પડે તે માટે જે જગ્યામાં હાલમાં પરગણાંઓ નહિ હોય ત્યાં બનાવવા જોઇએ, અને જે પરગણાંઓનો વિસ્તાર ઘણો મોટો થઇ ગયો હોએ તેઓના ભાગ પાડવા જોઇએ, જેથી કામ કરવાની સવલતા થઇ પડે.

## ખરડાનું નામ.

૧. આપણા રાજ્યના વડા રાજા અને રાજસભાની (Parliament) સત્તાથી પરવાનગી અને સલાહ મેલવીને આ રાજકારભારના ખરડાનું નામ

(Commonwealth of India act) હિન્દ દેશ માટે પ્રજા સત્તાક રાજ કારોબારનો ખરડો એમ રાખવાનું ધાર્યું છે.

૨. આપણા હાલના રાજાના વારસો અને તેવણ પછી રાજય ગાદી ભોગવનારા સર્વે જણાને હિન્દુસ્થાન માટે પ્રજા સત્તાક રાજકારભારનો ખરડાનો સ્વીકાર કરવાનું લાગુ પડશે.

૩. ઉપલાં ચુંટી કાઢેલા મંડળની (Privy Council) સલાહ સાથે આપણા હાલના રાજા, આ કાયદાનો ખરડો પસાર થયા પછી એક વરસની અંદર હિન્દ દેશનો પ્રજા સત્તાક રાજકારોબારના ખરડાનો સ્વિકાર કર્યો છે, એમ જાહેર કરવાનું કાયદા પુર્વક ગણવામાં આવશે.

૪. આ કાયદાના ખરડાને નેમેલા દિવસે કામમાં લેવામાં આવશે, પણ (Government of India act) દેશના કાયદા મુજબ હિન્દુસ્થાનની સરકારની સત્તા નીચે પ્રાંતોની કાયદા બાંધનારી મંડળીઓનાં હાથમાં આ નવા કાયદાના ખરડાને અમલમાં મુકવાને જોઇતા ઉપાયો લેવાની સત્તા રહેશે.

૫. આ નવા કાયદાઓ હિન્દ દેશનાં દરેક ઇલાકાઓમાં અને ત્યાં વસતાં લોકોપર લાગુ પડશે, કે જે કાયદાઓ પ્રજા સત્તાક બંધારણથી થએલી રાજ-સભા બનાવશે, અને એ સર્વે કાયદાઓ બ્રીટીશ હિન્દુસ્થાનમાં જમીન અને પાણી બેઉ ઠેકાણે લાગુ પડશે.

૬. પ્રજા સત્તાક રાજકારોબારમાં (Government of India act) હિન્દની સરકારના કાયદાઓ કાઢી નાખવામાં આવશે, પણ શરૂઆતમાં આ કાયદાને ઉપયોગમાં લેવામાં આવશે, અને તેમાના જે કાયદાઓ પ્રજા સત્તાક રાજ બંધારણને અનુસરતા નહિ હશે તે કાયદાઓને નકામા ગણવામાં આવશે.

(ક.) એ રીતે જે કાયદાઓ (Goverment of India act) હિન્દની સરકારના કાયદાઓમાંથી કાઢી નાખવામાં આવશે તે બીન ઉપયોગી થઇ પડશે.

૭. કોઇપી માણસનું છુટાપણુ છીનવી લેવામાં આવશે નહી, કોઇની રહેવાની જગ્યામાં એકદમ પ્રવેસ થવાશે નહી, કોઇની માલ મીલકત જપ્ત થશે નહી માત્ર કાયદા પ્રમાણે અને ઇનસાફથી અદાલતના હુકમને આધારે એ રીતે લોકોનુ છૂટાપણુ લઇ શકાશે.

(ખ.) દરેક માણસ પોતાના અંતઃકરણનું છૂટાપણું, ગમે તે જાતનો ધંધો, પસંદ પડતો ધર્મ, જાહેર સુખ શાન્તી અને નિયમને અનુસરીને ધરાવી શકશે એવી ખાતરી આપવામાં આવે છે.

(ગ.) વિચારો દર્શાવવાની દરેક માણસને છૂટ આપવામાં આવે છે, હથિયારો રાખ્યા વગર શાન્ત રીતે માણસો એક ઠેકાણે એકઠાં થઇ શકશે, તેઓ મંડળીઓ અને સંસ્થાઓ ઉભી કરી શકશે એવી ખાત્રી આપવામાં આવે છે, પણ એ સર્વે જાહેર વ્યવસ્થા અને નિતી માર્ગનાં કાયદાઓની વીરૂધ્ધ હોવું જોઇએ નહી.

(ઘ.) દરેક મનુષ્ય પ્રજા સત્તાક રાજયમાં શરૂઆતની કેળવણી મફત મેલવવાનો હક ધરાવે છે, અને તે વાસ્તેનો બંદોબસ્ત ઘટતે ઠેકાણેથી જલદી કરવામાં આવશે.

(ચ.) દરેક મનુષ્ય એક સરખી રીતે રસ્તાઓનો ઉપયોગ કરી શકશે, તેમજ ઇનશાફની અદાલત, ધંધાનાં મકાનો અને મોજ મજાહ કરવાનાં ઠેકાણા સર્વે માટે ખુલ્લાં રહેશે. પણ લોકો જાહેર શાન્તીને હરકત પહોંચાડી શકશે નહિ અને સત્તાવાળાઓ તરફથી નીકળેલી કાયદેસરની જાહેર ખબરની આજ્ઞાનો ભંગ કરી શકશે નહી.

(છ.) પ્રજા સત્તાક રાજયમાં સઘળા મનુષ્યો કાયદાની નજરમાં એક સરખાં છે. પછી તેઓ હંમેશના રહેવાશી હોએ અથવા થોડા વખતને માટે રહેવા આવ્યાં હોએ. સઘળા મનુષ્યોનાં ગુનાહોની તપાસ તેને લગતી ઇનશાફની અદાલતોમાં લાયક ન્યાયધીસો કરશે.

(જ.) સ્ત્રી અને પુરૂષની જાતિને લીધે કોઇપણ જાતની અયોગ્યતા મુકી નાલાયક ગણવામાં આવશે નહી.

૮. પ્રજા સત્તાક બંધારણનો અર્થ એ છે કે આ કાયદાને આધારે હિન્દુસ્થાન માટે રચાયલુ પ્રજા સત્તાક રાજય કરવાનું ધોરણ.

૯. ઇલાકાઓ અથવા પ્રાંતોનો અર્થ એ થાય છે કે પ્રજાસત્તાક રાજકારભારના જે ભાગો હાકેમો (Governors)ની સરદારી નીચે પોતાના ઇલાકાઓમાં રાજયની સ્વતંત્રતા ધરાવતા હોએ, પ્રાંતોમાં કાયદા બાંધનારી મંડળીઓ હસ્તીમાં આવી હોએ, ઇનસાફની અદાલતો સ્થાપાઇ હોએ અને

પ્રાંતોને લગતું સલાહકાર મંત્રિ મંડળો ઉભાં થયાં હોએ તેના ભાગોનો સમાવેશ થાયે છે.

રાજસભા ,(Parliament)નો અર્થ એ થાયે છે કે તે હિન્દ દેશનાં પ્રજાસત્તાક રાજયની રાજસભા હોવી જોઇએ.

## પ્રજાસત્તાક રાજયનું બંધારણ.

૯. આ નીચે પ્રમાણેનું બંધારણ ઘડવામાં આવ્યું છે, અને જેના જૂદા જૂદા ભાગો કરવામાં આવ્યા છે.

પ્રકરણ પહેલું—રાજસભા (Parliament)

ભાગ પહેલો—સામાન્ય.

ભાગ બીજો—પ્રજાસત્તાક રાજયની કાયદા અમલમાં મેલનારી નાની મંડળી (Cabinet.)

ભાગ ત્રીજો—કાયદા બાંધનારી મંડળી.

ભાગ ચોથો—રાજસભાનાં બેઉ મંડળો.

પ્રકરણ બીજું—કાયદા અમલમાં મુકનારી સરકાર.

,, ત્રીજું—ઇન્સાફ માંટે ન્યાય મંડળ.

,, ચોથું—સરકારી મહેસુલ ઉપજાવવાનું અને ખર્ચ કરનારૂં ખાતું અને વેપાર ધંધાને લગતો ભાગ.

,, પાંચમું—પ્રાંતો અથવા ઇલાકાઓ.

ભાગ પહેલો—સામાન્ય.

,, બીજો—પ્રાંતને લગતું કાયદા બાંધનારૂં મંડળ.

,, ત્રીજો—કાયદાઓ અમલમાં મેલનારી સરકાર.

,, ચોથો—ન્યાય આપનારો ભાગ.

પ્રકરણ છઠ્ઠું—નવા ઇલાકાઓ

,, સાતમું—પ્રાંતોની હાથ નીચેના ભાગો.

ભાગ પહેલો—સામાન્ય.

,, બીજો—ગામડાને લગતા અને શહેરને લગતા ભાગો.

,, ત્રીજો—પરગણું.

,, ચોથો—શહેરને લગતું અથવા ગામડાંને લગતું સુધરાઈ ખાતું.

## પ્રકરણ પહેલું.

## રાજ સભા.

ભાગ પહેલો—સામાન્ય.

### કાયદા બાંધનારી સત્તા.

પ્રજાસત્તાક રાજ્યમાં કાયદા બાંધનારી મંડળીની સત્તા તેની રાજ સભામાં રહેલી છે. જે રાજ સભામાં રાજા, સત્તા ચલાવનારૂ નાનું મંડળ, અને કાયદા બાંધનારી મંડળીનો સમાવેશ થાએ છે. અને જેને પ્રજાસત્તાક રાજ્યની રાજસભા એમ નામ આપવામાં આવ્યુ છે.

૧૧. વાઇસરોય અથવા રાજ્ય પ્રતિનીધિ, પ્રજાસત્તાક રાજ્યમાં રાજા તરફથી એક પ્રતિનીધિ નેમવામાં આવશે, જે રાજાને બદલે પ્રજા સત્તાક રાજ્યનાં બંધારણ પ્રમાણે અને ચોથા લખેલા દસ્તાવેજને અનુસરીને રાજ અમલ કરશે, અને રાજા તરફથી જે સત્તાઓ આપવામાં આવી હશે તેનો ઉપ્યોગ કરશે.

### રાજ્ય પ્રતિનીધિનો દરમાયો.

પ્રજા સત્તાક રાજ્યના જોડાએલાં મહેસુલી ખાતામાંથી રાજ્યપ્રતિનીધીના પગાર માટે દર વર્ષે એક રકમ મોકલવામાં આવશે, જે માટે ચોદા દસ્તાવેજમાં લખવામાં આવશે નહિ.

રાજ્ય પ્રતિનીધીનાં પગારમાં તેના રાજ અમલ દરમ્યાન ફેરફાર કરવામાં આવશે નહિ.

૧૩. રાજ્ય પ્રતિનીધિને લગતો બંદોબસ્ત.

આ બંધારણની રૂએ થોડા વખતને માટે રાજાને બદલે તેવણ તરફથી નેમાએલો પ્રતિનિધી રાજ અમલ ભોગવે છે, પણ પ્રજા સત્તાક રાજ્યનો કારોબાર ચલાવતાં બીજા કામકાજ માટે એક પ્રતિનીધી પોતાના રાજ અમલમાં એ સિવાયે બીજો કશો દરમાયો મેળવી શકશે નહી.

૧૪. રાજ સભાની બેઠકો, મુલતવી રાખવી અને બરખાસ્ત કરવી.

રાજ્ય પ્રતિનીધિને વાજબી લાગે તેમ રાજ સભાની બેઠક મેળવવાનો અથવા રાજ સભા બોલાવવાનો વખત નક્કી કરી શકે. અને તે પ્રમાણે હરવખતે જાહેર કરીને રાજ સભા મુલતવી પણ રાખી શકે અથવા રાજ સભાને બરખાસ્ત પણ કરી શકે.

૧૫. કોઇબી સામાન્ય ચુંટણી પછી અધિકાર પત્રો પાછાં મેળવવાને જે દહાડો ઠરાવ્યો હોય ત્યારથી એક મહીના દિવસમાં રાજસભા બોલાવી શકાશે, પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થયા પછી એક વરસની અંદર રાજ-સભા બોલાવી શકાશે.

૧૬. રાજસભાની બેઠક ઓછામાં ઓછી દર વર્ષે એક વેળા મળવી જોઇશે, જેથી પહેલી અને બીજી બેઠક વચ્ચે બાર માસનો ગાલો રહેશે.

ભાગ બીજો—કાયદા અમલમાં મેળનારૂં મંડળ.

૧૭. (ક) આ મંડળની બેઠકો જે માણસોએ લોકોનાં ભલાંને માટે જાહેર ફરજો બજાવી હશે તેઓ મેળવી શકશે, ચોઠા દસ્તાવેજ પ્રમાણે અને તેમાં જણાવેલા રાજસભાનાં કાયદાને અનુસાર દરેક પ્રાંતો માટે આ મંડળનાં સભાસદોની સંખ્યા નક્કી કરવામાં આવશે.

(ખ) સભાસદો અને ચુંટણી કરનારાઓ વાસ્તેના કાયદા કાનુનો દસ્તાવેજ નંબર બીજામાં જણાવામાં આવશે.

## સભાસદોની મુદત.

૧૮. ચોઠા દસ્તાવેજમાં જણાવ્યા પ્રમાણે, કાયદા અમલમાં મેલનારાં મંડળની પહેલી બેઠકનો બંદોબસ્ત કરવાને માટે એક માણસ મંડળીનો છ વર્ષો સુધી સભાસદ થઇ શકશે.

## ચુંટણી કરવાની રીત.

૧૯ દરેક પ્રાંતની કાયદા અમલમાં મુકનારી મંડળીનાં સભાસદોની અર્ધી સંખ્યા દરેક ત્રણ વર્ષે (Proportional Representation) સમ પ્રમાણસર પ્રતિનીધી રૂપે ચુંટી કાઢવામાં આવશે, કે જે ચુંટણી નીચે જણાવ્યા પ્રમાણે નામ પત્રકમાંથી થશે.

(ગ) મંડળીના સભાસદોની દરેક ચુંટણી અગાઉ દરેક પ્રાંતમા એક (Panel) નામ પત્રક બનાવામાં આવશે, તે ભાગમાંથી જેટલી સંખ્યાનાં સભાસદો ચુંટાવાના હોએ તેની ત્રણ ગણી સખ્યાના લાયક સભાસદોનું નામ પત્રક બનશે. જે સામટી સંખ્યાનાં એક ભાગની મંડળી નેમણુંક કરશે, બીજા ભાગની કાયદા બાધનારી મંડળી નેમણુંક કરશે અને ત્રીજા ભાગની પ્રાંતીક કાયદા બાધનારાં મંડળ મારફતે નેમણુંક કરવામાં આવશે

(ઘ) હિંન્દની સરકારના કાયદા મુજબ જે માણસો રાજસભાના અને અને કાયદા અમલમાં મુકનારાં મંડળના સભાસદો હશે, અને તેઓ જો દેશનાં હાકેમ ઉપર લખીને જણાવશે કે તેઓ પણ ચુંટણીમાં ભાગ લેવાને રાજી છે તો તે માણસોનો પણ નામ પત્રકમાં સમાવેશ થશે, પણ પહેલી બેઠક વાસ્તેની ચુંટણી ચાહા દસ્તાવેજના લેખો પ્રમાણે થશે.

## ઓચીંતી ખાલી પડતી બેઠકો.

૨૦. મંડળીના સભાસદનું મરણ, રાજીનામુ અથવા નાલાયકાતને લીધે, કોઇ બીજા માણસને તેની ખાલી પડેલી બેઠક મંડળીના સભાસદો આપી શકશે, એ રીતે પસંદ કરેલો સભાસદ ખાલી પડેલી જગ્યાની બાકી રહેલી મુદત દરમ્યાન કામ કરશે, અને ત્યાર પછી તેને બેઠક પાછી છોડવી પડશે.

## સભાસદોની ચુંટણી કરવાની નિષ્ફળતા.

૨૧. જો કોઇપણ ઇલાકામાંથી કાયદા અમલમાં મુકનારી મંડળી માટે પ્રતિનીધી રૂપે સભાસદોની ચુંટણી કરવાનું કામ વ્યર્થ જાએ તે છતાં મંડળી પોતાનું ચાલુ કામ બજાવી શકશે.

## ચુંટણીના વિભાગો.

૨૨. ચુંટણી માટે દરેક પ્રાંત પ્રતિનીધીઓની ચુંટણી કરનારે જનસમુહ તરીકે ગણાશે.

## પ્રમુખની ચુંટણી.

૨૩. કોઇપી બીજું કામ કર્યા આગલ મંડળી એક સભાસદની મંડળના પ્રમુખ તરીકે નેમણુક કરી શકશે, અને જેટલીવાર પ્રમુખની જગ્યા ખાલી પડશે તેટલીવાર મડળ બીજા સભાસદોને પ્રમુખ બનાવી શકશે.

જો એક માણસ મંડળનો સભાસદ નહિ હોય તો તે પ્રમુખ તરીકે કામ કરી શકશે નહિ.

જ્યારે એક પ્રમુખ પોતાની જગ્યા છોડવાને ઇચ્છે ત્યારે દેશના હાકેમ ઉપર લખીને તે રાજીનામુ લઇ શકશે.

## ભાગ ત્રીજો, કાયદા બાંધનારી સંસ્થા અથવા મંડળી.

૨૪. (ક) જૂદા જૂદા ઇલાકાઓનાં મનુષ્યો રાજસભાનાં કાયદા પ્રમાણે અને ચોઠા દસ્તાવેજના કાયદા કાનુનો મારફતે, ધારા બાંધનારી સંસ્થાના સભાસદો તરીકે ચુંટી કાઢવામાં આવશે.

ચુંટણી કરનારાઓ અને સભાસદોને લગતા કાયદા કાનુનો દસ્તાવેજ બીજામાં જણાવવામાં આવશે.

### ધારા બાંધનારા મંડળની મુદત.

૨૫. મંડળની પહેલી બેઠક પછી પાંચ વર્ષ સુધી એક ધારા મંડળ કામ કરી શકશે, અને ત્યાર પછી દેશનો હાકેમ તે મંડળને બરખાસ્ત કરશે.

### સભાસદોની ચુંટણીની નિષ્ફળતા.

૨૬. જો કોઇ એક પ્રાંત ધારા બાંધનારાં મંડળ માટે પ્રતિનીધીઓ મોકલવાને નિષ્ફળ જાએ, તોપણ કાયદા બાંધનારી મંડળી પોતાનું કામ ચાલુ રાખી શકશે.

### ચુંટણી કરવાનાં ભાગો.

૨૭. એક ઇલાકાની કાયદા બાંધનારી મંડળી પોતાના ઇલાકાના ભાગો પાડી કાયદા બાંધનારા મંડળના સભાસદો થવાને કાજે ધારાઓ બાંધી શકશે, અને દરેક ભાગ માટે સભાસદોની સંખ્યા પણ નકકી કરી શકશે, પણ સર્વે ભાગોની સામટી સંખ્યા એક પ્રાંત માટે સભાસદોની સંખ્યા ઠેરાવી હોય તેનેથી વધારે સંખ્યા થવી જોઇએ નહિ.

## (Speaker) ભાષણકર્તા અથવા બોલનારની ચુંટણી.

કોઇપણ બીજું કામ કર્યા પહેલાં કાયદા બાંધનારી સંસ્થા એક સભાસદને મંડળને માટે બોલનાર તરીકે ચુંટી કાઢી શકશે, અને જો તેની જગ્યા ખાલી પડશે તો મંડળ વારવાર જ્યારે પણ જરૂર પડે ત્યારે એક સભાસદને બોલનાર તરીકે ઠેરાવશે. આ બોલનાર માણસ મંડળનો સભાસદ હોવો જોઇએ, અને દેશના હાકેમ ઉપર લખ્યાથી તેની મરજી પડે ત્યારે તે પોતાની બેઠક છોડી શકશે.

## બીજા હાથ નીચેના બોલનારની ચુંટણી.

૨૯. પહેલા મુખ્ય બોલનારા ઉપરાંત મંડળ એક બીજા બોલનારાની પણ નેમણુંક કરી શકશે, અને જ્યારે મુખ્ય બોલનારો માણસ ગેરહાજર હોએ ત્યારે તેની વતિ બીજો બોલનારો કામ કરી શકશે, અને જે બીજું કામ મુખ્ય બોલનારો સોંપે તે પણ કરવું પડશે.

## ભાગ ચોથો—રાજસભાના બેઉ મંડળો.

૩૦. રાજસભાનો દરેક સભાસદ દસ્તાવેજ પહેલામાં જણાવ્યા પ્રમાણેની રીતે, દેશનાં હાકેમ અથવા નેમવામાં આવેલા સત્તાધિકારી માણસ નજદીક, મંડળમાં પોતાની બેઠક લીધા આગળ, વફાદારીનાં સોગંદ લેશે.

## ચુંટણીના લેખપત્રકો.

૩૧. સલાહ આપનારાં નાના મંડળની સલાહ મુજબ, દેશનો હાકેમ ધારા બાંધનારાં અને અમલમાં મુકનારાં મંડળો માટે, ચોથા દસ્તાવેજનાં કાયદા મુજબ ચુંટણી પત્રકો કાઢશે.

પહેલી સામન્ય ચુંટણી પછી ધારા બાંધનારી મંડળીના બરખાસ્ત થયાથી એક મહીના દિવસમાં નવાં ચુંટણી પત્રકો બહાર પાડવામાં આવશે.

૩૨. એક મંડળનો સભાસદ બીજા મંડળનાં સભાસદ તરીકે બેસી શકશે નહિ અથવા ચુંટાઇ શકશે નહિ. પણ દરેક પ્રધાન બેમાંથી એક કોઇપણ મંડળમાં બોલી શકશે અને બેઠક ધરાવી શકશે, અને માત્ર તે મંડળ કે જેનો તે પ્રધાન સભાસદ હશે તેજ મંડળમાં પોતાનું મત આપી શકાશે.

તેમજ વળી દેશનો હાકેમ ચોઠા દસ્તાવેજના કાયદા પ્રમાણે ચોક્કસ વખત સુધી અમુક કારણને માટે જે માણસની નેમણુક કરે, તે મનુષ્ય એમાંથી એક કોઇ પણ મંડળમાં બોલી અને બેસી શકશે, પણ મત આપી શકશે નહી.

## સભાસદોનાં હકો.

૩૩. જે રીતે ગ્રેટ બ્રીટનમાં લોકોનુ મંડળ (House of Commons) સત્તાઓ, હકો અને છૂટ ભોગવે છે, તે રીતે ધારા બાંધનારાં મંડળના, કાયદા અમલમાં મેળનારા મંડળનાં અને કમીટીનાં સભાસદો તેવી સત્તાઓ, હકો અને છૂટ ભોગવશે, અને કોઇ સભાસદને તેના ભાષણને લીધે અથવા મત આપ્યાથી અથવા રાજસભાનાં કામકાજની ખબરમાં કંઇ બાબદ જાહેર કરવાને વાસ્તે ઇનશાફની અદાલતમાં તેની સાંમે કામ ચલાવી શકાશે નહી.

## કાયદાઓ અને હુકમો.

૩૪. (૧) રાજસભાનું દરેક મંડળ કેવી રીતે પોતાની સત્તાઓ વાપરી શકશે કેવા હકો ભોગવશે અને કેવી રીતનું છુટાપણુ મેલવશે, તેને લગતા હુકમો અને કાયદા કાનુનો ઘડશે.

(૨) બેઉ મંડળો સાથે મળીને અથવા એક બીજાથી જુદા કામ કરી શકશે.

(૩) ખાલી પડેલી જગ્યાઓ માટે નામ પત્રકો બહાર પાડી શકશે.

(૪) સભાસદોનાં રાજીનામા વાસ્તે અને ખાલી પડેલી બેઠકો માટે હુકમો બહાર કાઢી શકશે, સિવાયે કે શરૂઆતથી કાયદાની સત્તા અમલમાં મુકાવી જોઇએ.

## રાજસભાની સત્તા.

૩૫. (ક) ત્રીજા દસ્તાવેજમાં જણાવેલી બાબદો માટે રાજસભા પ્રજાની સલામતી, સારી વ્યવસ્થા અને સુખશાન્તી માટે કાયદાઓ ઘડવાની સત્તા ધરાવી શકશે. એ ઉપરાંત જે બાબદો પ્રાંતીક કાયદા ઘડનારી મંડળીની સત્તા નીચે નહિ હશે, તે બાબદો માટે પણ કાયદાઓ ઘડી શકશે.

દેશનો બચાવ કરનારી કમીટીની ભલામણ પ્રમાણે, દેશના હાકેમની પરવાનગી વગર દરિયાઇ ખાતું, લશ્કરી ખાતું અને હવાઇ ખાતાંને લગત,

કાયદાઓ રાજસભા ઘડી શકશે નહિ. સિવાય કે જ્યારે વખત આવે ( આ સઘળાં ખાતાંઓનો કબજો રાજસભા લેશે, ત્યારે તે ધારાઓ એ : બનાવી શકશે.

(ખ) પરદેશને લગતી બાબદોમાં જે સત્તા સ્વતંત્ર મૂલકો ભોગવે તેજ સત્તા રાજસભાને ભોગવવાનો હક રહેશે.

## નાણાંની અલગ રાખેલી રકમો મહેસુલની યાદીનો ધારા ખરડો.

૩૬. (ક) સાધારણ સરકારી નોકરીઓ માટે નાણાંની રકમ જે અ રાખી હોએ, તે પૈસા માત્ર તેજ કારણસર વાપરવામા આવશે.

(ખ) નાણાંના જે આંકડાઓ કર માટે રાખવામાં આવ્યા હશે તેજ નાખવાનાં ખપમાં લેવામાં આવશે, અને કોઇ બીજી બાબદનો બંદોબસ્ત યાદીમાં લાવી શકાશે નહિ.

(ગ) સલાહ આપનારાં નાના મંડળનો એક સભાસદજ કર નાંખ અને મ્હેસુલ જમે કરવાનાં કાયદાનાં ખરડાઓ જાહેર કરી શકશે, ? જાહેરાત પહેલાં કાયદા બાંધનારી મંડળીમાં થશે.

## નાણાનાં આંકડાઓની યાદીઓના ધારા ખરડાઓ માટે રાજસભાની પસંદગી.

૩૭ જ્યાં સુધી રાજસભાના બેઉ મંદળો નાણાંની યાદીઓ ( ઉઠાવ્યા વગર પસાર કરે નહી, ત્યાં સુધી કોઇ પણ કાયદાનો ખરડો પ થએલો ગણવામાં આવશે નહી.

## બેઉ મંડળો વચ્ચે મત ભેદ.

૩૮. જો ધારા બાંધનારી મંડળી કોઇ બીલ પસાર કરે, અને કાયદા અમલમાં મેલનારી મંડળી નાપસંદ કરે અથવા વાધો ઉઠાવે, તો ? હાકેમ તે વેળા બેઉ મંડળના સભાસદોની સભા બોલાવી તે ઉપર વાદ( કરવાને અને મત આપવાને જણાવી શકે; અને ધારા ખરડામાં જે ફે કરવાને સભાસદોએ સુચવ્યો હતો, તે ઉપર જો વધુ મત પડે તો તે ક બેઉ મંડળ તરફથી વધુ મત પડવાને લીધે પસાર થએલો ગણવામાં આવશે

### ધારા ખરડા માટે બાદશાહની પસંદગી.

૩૯. જ્યારે બેઉ મંડળો એક ધારા ખરડો પસાર કરશે ત્યારે તે દેશનાં હાકેમ ઉપર શહેનશાહની પરવાનગી માટે મોકલી આપવામાં આવશે.

---

## પ્રેકરણ બીજું.

---

### સરકારી સભા.

૪૦. (ક) પ્રજાસત્તાક રાજ્યનાં કાયદા અમલમાં મુકનારી સત્તા બાદશાહમાં રહેલી છે, અને શહેનશાહનાં પ્રતિનીધી તરીકે દેશનો હાકેમ, સલાહ આપનારા નાના મંડળની સલાહ સાથે અને આ કાયદાના ખરડાનાં કાનુનો પ્રમાણે તેનો ઉપ્યોગ કરે છે, અને પ્રજાસત્તાક રાજ્યનાં કાયદાઓને અમલમાં મુકી ટેકવી રાખે છે.

(ખ) પ્રજાસત્તાક રાજ્યની રાજસભાનાં કાયદા મુજબ, દેશનો હાકેમ સલાહકારી નાના મંડળની સલાહ સાથે મહેસુલી ખાતાંની અને રાજકારોબારને લગતી ફરજો બજા લાવશે. આ કાયદાનો ખરડો હસ્તીમાં આવ્યો તે આગળ જેમ સેક્રેટરી ઓફ સ્ટેટ પોતાની સત્તાનો ઉપ્યોગ કરતા હતા, તેમ પ્રજાસત્તાક રાજ્યમાં દેશનાં હાકેમ કરશે.

### સલાહકારી નાનું મંડળ.

૪૧. (ક) પ્રજાસત્તાક રાજ્યનું સલાહકારી મંડળ એક મુખ્ય પ્રધાન અને બીજા સાત વજીરોનું બનશે.

(ખ) મુખ્ય પ્રધાનની નેમણુંક દેશનો હાકેમ કરશે, અને સાત વજીરોની નેમણુંક મુખ્ય પ્રધાનની સલાહથી કરવામાં આવશે.

(ગ) આ કાયદાનાં ખરડાને અનુસાર સર્વે પ્રધાનો દેશનો કારભાર ચલાવાને જવાબદાર રહેશે.

### રાજસભાનાં પ્રધાનો.

૪૨. કોઇબી પ્રધાન ત્રણ મહીના પછી ઓધ્ધો ભોગવી શકશે નહિ. સિવાયે કે જો તે રાજસભાનો સભાસદ હોએ તોજ વધુ વખત પોતાની જગ્યા રાખી શકશે, આ કાયદો હસ્તીમાં આવ્યો તેની શરૂઆતમાં જો કોઇ માણસ

પ્રધાન તરીકે નેમાયો હોએ તો તે ૭ મહીના સુધી હકુમત કરી શકશે, ' જો તે બેમાંથી એક મંડળનો સભાસદ હશે તો ૭ મહીના કરતાં વધુ વ' ઓધ્ધા ધરાવી શકશે.

## વિશ્વાસભંગ માટે મત.

૪૩. જો કાયદા બાંધનારી મંડળી એવું જાહેર કરે કે તે સલાહ અ નારાં નાના મંડળમાં વિશ્વાસ રાખતું નથી, તો મુખ્ય પ્રધાન દેશનાં હાકે' કાયદા બાંધનારી મંડળીને બરખાસ્ત કરવાને અરજ કરશે, નહિ તો કે સલ કારી નાનું મંડળ કામ કરવાને પસંદ કરશે નહી, પણ જ્યાં સુધી બ' મંડળની નેમણુક થાય ત્યાં સુધી તે કામકાજ ચાલુ રાખશે.

## રાજ્યના પ્રધાનોનાં પગારો.

૪૪. દસ્તાવેજ ચોદાનાં કાનુન પ્રમાણે, પ્રધાનોનાં પગારો માટે પ્ર સત્તાક રાજ્યનાં એકઠાં થયેલા ફંડમાંથી દર વર્ષે એક રકમ રાજસભા તર' બાદશાહને આપવામાં આવશે.

## મોટા અધિકારીની નેમણુંક.

૪૫ ગ્રેટ બ્રીટનમાં એક મોટો અધિકારી અમલદાર હિંદ દેશ ' રહેશે, કે જેની નેમણુક સલાહકારી મંડળની સલાહથી દેશનો હાકેમ ક' આ અધિકારી અમલદાર જે ફરજો તેને સોંપવામાં આવશે તે ત્યાં બજા લા'

## બીજા સરકારી અમલદારોની નેમણુંક.

૪૬. જ્યાં સુધી રાજસભા કંઇ બીજો બંદોબસ્ત કરે નહી ત્યા ' સલાહકારી નાના મંડળનાં હાથમાં સરકારી અમલદારોને નોકરી રાખ' અને તેઓને બરતરફ કરવાની સત્તા રહેશે.

## લશ્કરી, દરિયાઇ અને હવા ખાતાંની સરદારી.

૪૭. પ્રજાસત્તાક રાજ્યનું લશ્કરી દરિયાઇ અને હવાઇ ખાતું ' શાહનાં પ્રતિનીધી તરીકે દેશના હાકેમની સરદારી નીચે રહેશે.

# પ્રકરણ ત્રીજું.

## ન્યાય ખાતું.

૪૮. ન્યાય આપવાની સત્તા અને ઇનસાફની અદાલતોમાં રાજસભા નક્કી કરે તેમ સૌથી ઉપલી અદાલતનો અધિકાર ચાલી શકશે. ઉપલી :

લતમાં એક મુખ્ય ન્યાયધિસ અને બીજા ન્યાયધીસો કામ કરશે, જેઓની સંખ્યા બેથી ઓછી હોવી જોઇએ નહિ.

## ન્યાયધિસોની નેમણુંક, તેઓનો પગાર અને મુદત.

૪૯. (૧) સૌથી વડી અદાલત અને મોટી અદાલતનાં ન્યાયધિસોની નેમણુંક બાદશાહ તરફથી કરવામા આવશે.

(૨) ન્યાયધિસોની ગેરવર્તણુંક અને નાલાયકાતને લીધે, જો રાજસભાનાં બેઉ મંડળો શહેનશાહ પર ન્યાયધિસોને દૂર કરવાને સારૂ અરજી મોકલે તો તેઓને બરતરફ કરી શકાશે.

(૩) રાજસભા જે પગાર ન્યાયધિસો માટે ઠરવે તે તેઓને મળશે. પણ એક ન્યાયધિસ જ્યારે ઓદ્ધા પર હોએ, ત્યારે તેનો દરમાયો ઓછો કરી શકાશે નહિ, અને તેનો પગાર સલાહકારી મંડળના એક સભાસદનાં પગાર કરતાં ઓછો હોવો જોઇએ નહિ.

## સૌથી વડી અદાલતની અરજ સાંભળવાની સત્તા.

૫૦. રાજસભા જેમ ફરમાવે તેમ, કાયદાને અનુસાર ઇનસાફ આપવાને સારૂ વડી અદાલતને, અરજો સાંભળવાની, હુકમો કાઢવાની, ફરમાનો આપવાની, અને શિક્ષા કરવાની સત્તા રહેશે; કે જે સત્તાનો ઉપયોગ આ અદાલત મોટી અદાલતનાં અથવા કોઇબી પ્રાંતની અદાલતોનાં ચુકાદા સામે વાપડી શકશે. સૌથી વડી અદાલતનો ચુકાદો અનુમાન કાઢેલો છેલ્લો ગણાશે. અને તેની સામે બીજી અરજી નોંધી શકાશે નહિ. પ્રજાસત્તાક રાજ્યમાં કોઇબી પ્રાંતની ઇનસાફની અદાલતમાંથી કોઇપણ બાબદ માટે સૌથી વડી અદાલત ઉપર અરજી મોકલી શકાશે, અને વડી અદાલતને તે સાંભળવાને કોઇપણ કાયદા કાનુનો રોકી શકશે નહિ. જ્યાં સુધી રાજસભા કંઈ બીજો બંદોબસ્ત કરે નહિં, ત્યાં સુધી જુદા જુદા ઇલાકાઓની અદાલતો તરફથી શહેનશાહને અરજી કરવાને જે બાધો અને સરતો કરેલી હોએ છે, તે સર્વે બાધો અને સરતો વડી અદાલતને અરજી કરવાને માટે લાગુ પડશે.

## શાહેનશાહને અરજ.

૫૧. કોઇબી સવાલ ઉપર જો ઉપલી મોટી અદાલતે ચુકાદો આપ્યો હોએ, તેની સામે શહેનશાહ ઉપર પ્રજાસત્તાક રાજ્યનાં ધોરણ મુજબ અને

ઇલાકાઓનાં બંધારણ પ્રમાણે અરજી મોકલી શકાશે નહિ. પણ જો ઉપલી અદાલત ખાતરીથી જણાવે કે ચોક્કસ સવાલનો નિર્ણય બાદશાહે કરવો જોઈએ, તો તે માટે અરજી થઇ શકશે.

(ખ) ઉપલી અદાલતનાં સંતોષ પામ્યાથી કોઇ સવાલ માટે શહેનશાહ ઉપર અરજી કરવાને સારૂ ખાત્રીપત્ર લેઇ શકાશે, અને એ રીતે કોઇ બાબદની અરજી શહેનશાહ સનમખ લેઇ જવામાં આવશે.

(ગ) ઉપલી અદાલત તરફથી થતી અરજીઓ સાંભળવાનો બાદશાહને હક રહેલો છે, તે હકને ધોકો પુગાડ્યા વગર રાજસભા અરજીઓ માટે બંધન કરનારા કાયદાઓ બનાવી શકશે.

૫૨. ઉપલી અદાલતને દરેક બાબદમાં પહેલો ઇનસાફ આપવાની આજ્ઞા દસ્તાવેજ પ્રમાણે સત્તા રહેશે.

(૧) કોઇપણ જાતનાં કોલકરારની બાબદમાં.

(૨) બીજા દેશોનાં એલચીઓ અને પ્રતિનિધિઓની બાબદમાં, કે જે માટે પ્રજાસત્તાક રાજ્યનાં કોઇ માણસે ફરિયાદી માંડી હોએ અથવા પ્રજાનાં કોઇ માણસ સાંમે ફરીયાદ કરવામાં આવી હોય તે બાબદોમાં.

(૪) પ્રાંતોની વચ્ચે કંઇ ઝગડો ઉભો થયો હોએ અથવા એક ઇલાકાનાં રહેવાસીને બીજા ઇલાકાનાં મનુષ્ય સાથે ભાંજગડ થઇ હોય તેવી બાબદો.

(૫) પ્રજાસત્તાક રાજ્યનાં કોઇ અમલદાર સામે કાઢી મુકવાને માટે અથવા કોઇ જાતનો મનાઇ હુકમ થયો હોય તે બાબદો.

## વધારાનું ન્યાયખાતું.

૫૩. વડી અદાલત શરૂઆતમાં ઇનસાફ કરે તે માટે કાયદાઓ રાજ-સભા ઘડી શકશે.

(૧) આ બંધારણ પ્રમાણે ઉત્પન થતી બાબદો.

(૨) રાજસભાએ બનાવેલા કોઇ જાતનાં કાયદાઓમાંથી ઉત્પન થતી બાબદો.

(૩) દરીઆઇ ખાતાંને લગતી બાબદો.

(૪) જુદા જુદા ઇલાકાઓનાં બંધારણ અને હકો પ્રમાણે એકજ બાબદ માટે ઉત્પન થતી ખતપતો.

### ન્યાય આપવાની સત્તાની હદ.

૫૪. રાજસભા નીચે જણાવેલા ભાગો માટે કાયદાઓ ઘડી શકશે.

(૧) વડી અદાલત કરતાં કોઇ બીજી અદાલત માટે ઇનસાફ આપવાની સત્તા નક્કી કરી શકશે.

(૨) ઇલાકાઓની અદાલતોને જે સત્તા આપવામાં આવી હોય તેના કરતાં એવી અદાલતની ન્યાય આપવાની સત્તા પ્રતિબંધક રહેશે.

એક ઇલાકાની કોઇ પણ અદાલતને ૫૨) માં કાયદામાં જણાવેલી બાબદોમાં ઇનસાફ આપવાની સત્તા આપવામાં આવશે.

### ઇલાકા સામે કામ લેવાની સત્તા.

૫૫. ઇનસાફ કરવાની સત્તાની મુકરર કરેલી હદ મુજબ એક ઇલાકાની સરકાર સાંમે કામ ચલાવવાને રાજસભા કાયદાઓ બાંધી શકશે.

### ન્યાયધિસોની સંખ્યા.

૫૬. રાજસભા ફરમાવે તે પ્રમાણે ચોક્કસ સંખ્યાનાં ન્યાયધીસો કોઇબી અદાલતની ઇનસાફ કરવાની સત્તાનો ઉપયોગ કરી શકશે.

### પંચ અથવા જુરી મારફતે તપાસ.

૫૭. પ્રજાસત્તાક રાજ્યનાં કોઇબી કાયદા સાંમેનાં ગુનાહોની તપાસ કાયદાનાં બંધારણ પ્રમાણે સાધારણ રીતે પંચ મારફતે થશે.

## પ્રકરણ ચોથું.

### રાજ્યની આમદાની અને વેપાર વણજ

### પ્રજાસત્તાક રાજ્યની મહેસુલ.

૫૮. (ક) પ્રજાસત્તાક રાજ્યની કાયદા અમલમાં મેલનારી સરકાર જે પૈસા મહેસુલ અથવા ઉપજ મારફતે મેલવશે, તે એક એકઠાં થયેલાં ફંડ તરીકે દેશનો હાકેમ રાખશે, અને કાયદાને અનુસાર અને પ્રજાસત્તાક રાજ્યના બંધારણ પ્રમાણે જે રીતે વાપરવું જોઇએ તે રીતે ઘટતી બાબદો માટે ઉપયોગમાં લેવામાં આવશે.

(ખ) "પ્રજાસત્તાક રાજ્યની આમદાની," આ વાકયમાં પ્રજાસત્તાક રાજ્યને લગતી બધી જાતની ઉપજ તેમાં સમાએલી ગણવામાં આવશે.

(૧) મુખ્ય કરીને કોઇબી ભાગોની ખંડણીઓ અને બીજું નાણું, જે જો (Government of India act) હિન્દી સરકારને લગતો કાયદો પસાર થયો નહી હતે તો ઇસ્ટ ઇન્ડીઆ કંપની લઇ શકને તે બધી પેદાશ.

(૨) પ્રજાસત્તાક રાજ્યની ઇનસાફની અદાલતોનાં હુકમથી દંડો અને ગુનાહોની શિક્ષા માટે આપવામાં આવેલી પૈસાની રકમો, અને અપરાધો સારૂ મિલ્કત માલ જપ્ત કર્યાથી ઉપજેલું નાણું, અને

(૩) પ્રજાસત્તાક રાજ્યમાં આવેલી હકદાર વારસ વગરની માલ મીલ્કતની ખાલસાથી પેદા થએલી સર્વે ઉપજ એ સર્વેનો સમાવેસ થાય છે.

(ગ) હિન્દી સરકારી કાયદા મુજબ સઘળી માલ મીલકત જે ઉપર સરકારનો કબજો રહેલો હશે, તે સઘલાંની આવક પ્રજાસત્તાક રાજ્યની આમદાનીમાં લેવામાં આવશે.

## તેપર થતો ખર્ચ.

૫૯. (ક) એકઠી થએલી મહેસુલનાં નાણાંનો બંદોબસ્ત રાખવાને અને આવક ભેગી કરવાને જે ખર્ચ થશે તે પહેલે આપવામાં આવશે. અને તે માટે પ્રજાસત્તાક રાજ્યની ઉપજમાંથી ખર્ચ લેવામાં આવશે.

(ખ) પ્રજાસત્તાક રાજ્યની આમદાનીમાંથી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના બધા કરજો આપવામાં આવશે.

આ બંધારણની શરૂઆતમાં થએલા કોલકરારો વાસ્તે, બક્ષિસો કાજે, કરજ ફીટાડવાને અને દરેક જાતનો ખર્ચ કરવાને, જો હિન્દી સરકારી કાયદો ઘડાયો નહી હતે તો ઇસ્ટ ઇન્ડીઆ કંપની હિન્દુસ્થાનની ઉપજમાંથી આપતે, તે પ્રમાણે પ્રજાસત્તાક રાજ્યની આવકમાંથી પૈસા આપવામાં આવશે.

(૩) હિન્દી સરકારે જેબી ખર્ચો કર્યાં હોએ અને કરજો રહ્યાં હોએ તે સર્વેનું નાણું પગાર કરવામાં આવશે, સિવાય કે આ બંધારણને અનુસાર બીજો બંદોબસ્ત કરવામાં આવ્યો હોય.

## કાયદાથી મુકરર કરેલા પૈસા લેવા.

૬૦. કાયદાથી નકકી કીધેલી નાણાંની રકમ સીવાય, બીજી કંઇપણ પૈસાની રકમ ખજાનામાંથી લઇ શકાશે નહી.

રાજસભાની પહેલી ચુંટણી કરવાને અને પ્રજાસત્તાક રાજ્યના કોઇ ખાતાંને નિભાવવાનો ખર્ચ, દેશનો હાકેમ સલાહ આપનારી મંડળીની સલાહ સાથે, રાજસભાની પહેલી બેઠક મલવાને એક મહીનો થયા પછી ખજાનામાંથી લઇ શકશે.

૬૧. પ્રજાસત્તાક રાજ્યની શરૂઆતમાં અને ત્યાર પછી દર પાંચ વર્ષે પ્રાંતિક સલાહ આપનારી મંડળીની સલાહથી એક કમીશન અથવા પંચ નેમશે, કે જે કેવી રીતે રાજ્યની આવક વધારવી અને કેમ આવકના ભાગ પાડવા, અને બીજી તેને લગતી શું ગોઠવણો પ્રજાસત્તાક અને પ્રાંતિક રાજ બંધારણ વચ્ચે કરવી, તે કાજે ભલામણ કરશે અને ઉપાયો સૂચવશે.

આ કમીશનની ભલામણો ધારાના ખરડાનાં આકારમાં, રાજસભા આગળ મુકવામાં આવશે, પણ જ્યાં સુધી આ ભલામણો પ્રમાણે કામ કરવાનું શરૂ કરવામાં આવે નહિ, ત્યાં સુધી પ્રજાસત્તાક રાજ્યની શરૂઆતમાં જે બંદોબસ્ત કર્યો હશે, તેને અનુસરીને કામ ચાલુ રાખવામાં આવશે.

**પ્રજાસત્તાક રાજ્યમાં વેપારવણજ માટે બંધન રહેશે નહિ.**

૬૨. જુદા જુદા પ્રાંતો વચ્ચે ખુશકી અથવા દરિયા માર્ગે વેપાર, ધંધો કરવાની અને વહેવાર રાખવાની છૂટ રહેશે.

**પ્રજાસત્તાક રાજ્યમાં ખાસ પસંદગી આપવામાં આવશે નહિ.**

૬૩. મહેસુલના અથવા વેપાર ધંધાનાં ચોક્કસ કાયદા કાનુનો મારફતે, પ્રજાસત્તાક રાજ્ય કોઇ એક ઇલાકાને બીજા ઇલાકા ઉપર અથવા એક ભાગને બીજા ભાગ ઉપર ખાસ પસંદગી આપશે નહિ.

---

## પ્રકરણ પાંચમું.

---

### પહેલો ભાગ—સામાન્ય.

**કાયદા બાંધવાની સત્તા.**

૬૪. દરેક ઇલાકામાં કાયદા ઘડવાનો અધિકાર શહેનશાહ અને કાયદા ઘડનારી મંડળીનાં હાથમાં રહેશે.

## હાકેમ.

૬૫. એક પ્રાંતમાં તેનો હાકેમ રાજાનાં પ્રતિનિધિ તરીકે રહેશે, અને તે ઇલાકામાં જે અધિકાર ભોગવવાની અને કામો કરવાની, બંધારણ પ્રમાણે સત્તા તેવણને મળી હશે તેનો ઉપયોગ કરશે.

## હાકેમનો પગાર.

૬૬. જ્યાં સુધી પ્રાંતિક કાયદા બાંધનારી મંડળી, બીજો બંદોબસ્ત કરે નહી ત્યાં સુધી ચોહા દસ્તાવેજ પ્રમાણે, એક ઇલાકાનાં હાકેમનાં પગારની રકમ પ્રાંતની એકઠી થયેલી ઉપજમાંથી દર સાલ બાદશાહને આપવામાં આવશે.

એક હાકેમનાં ઓહ્દાની મુદ્દત દરમ્યાન તેવણના પગારમાં ફેરફાર કરવામાં આવશે નહિ.

## હાકેમને લગતો બંદોબસ્ત.

૬૭. આ બંદોબસ્ત થોડા વખતને માટે એક પ્રાંતના હાકેમને લાગુ પડે છે, અથવા કોઇભી માણસ કે જેની નેમણૂક શાહેનશાહ તરફથી હાકેમ તરીકે થાય તે આદમી.

આ ઓહ્દો ભોગવતી વેળા, બીજા કોઇ કામકાજ માટે એક હાકેમને બીજો પગાર મળી શકશે નહિ.

૬૮. ધારા બાંધનારાં મંડળની બેઠકો મુલતવી રાખવી અને બરખાસ્ત કરવી.

હાકેમની મરજી પડે તેમ, ધારા બાંધનારી મંડળી મળે તે વાસ્તે વખત ઠેડવે, અને વખતો વખત ધારા મંડળીને મુલતવી રાખવાને અથવા બરખાસ્ત કરવાને જાહેર કરી શકે.

## પ્રાંતિક ધારા મંડળીની બેઠક.

૬૯. નામ પત્રકો મેલવ્યા પછી ત્રીસ દહાડામાં, કોઇભી સામાન્ય ચુંટણી પછી પ્રાંતિક ધારા મંડળીની બેઠક બોલાવવામાં આવશે.

## દર સાલ કાયદા બાંધનારી મંડળીની બેઠક.

૭૦. ઓછામાં ઓછી કાયદા બાંધનારી મંડળીની બેઠક દર વર્ષે એક વખત થશે, જેથી પહેલી બેઠક અને છેલ્લે મળેલી બેઠક વચ્ચે બાર મહીનાથી વધુ વખતનો ગાળો રહેશે નહિ.

## ધારા બાંધનારી મંડળીનું બીજું મંડળ.

૭૧. પ્રાંતિક કાયદા બાંધનારાં મંડળમાં ધારા બાંધનારી મંડળીનો સમાવેશ થાએ છે, આ મંડળને જો પસંદ પડે તો તે પોતાનામાંથી બીજાં મંડળને ઠરાવ કરી ઉત્પન્ન કરી શકશે, જે ઠરાવને સભાસદોનાં વધુ મતોથી પસંદગી આપવામાં આવશે, અને સામાન્ય ચૂંટણી વેળા મતો લેવામાં આવશે.

## બીજો ભાગ—(Legislative Council) કાયદા બાંધનારાં સલાહકારી મંડળીનું બંધારણ.

૭૨. (ક) કાયદા બાંધનારાં મંડળનાં નિયમને અનુસાર, પસંદ કરેલા સભાસદોનું સલાહકારી મંડળ બનશે, અને દસ્તાવેજ ચોથા પ્રમાણે પહેલાં સલાહકારી મંડળનાં સભાસદોની સંખ્યા રહેશે.

(ખ) ચૂંટણી કરનારાંઓ અને સભાસદોને લગતા કાયદા કાનુનો, બીજા દસ્તાવેજમાં જણાવ્યા પમાણેનાં ઘડવામાં આવશે.

## કાયદા બાંધનારૂ સલાહકારી મંડળની મૂદત.

૭૩. મંડળની પહેલી સભાથી ચાર વર્ષ સુધી સલાહકારી મંડળ કામ કરી શકશે, પણ એથી વધારે મુદત લેઇ શકશે નહિ, પણ પ્રાંતનો હાકેમ મંડળને જલદી બરખાસ્ત કરી શકશે.

## સભાસદોને પસંદ કરવાની નિષ્ફળતા.

૭૪. કોઇપી પ્રાંતને લગતા ભાગ તરફથી, જો ધારા બાંધનારાં સલાહકારી મંડળ માટે પ્રતિનિધિઓ નહિ મોકલે તો પણ સલાહકારી મંડળ તેઓ વગર પોતાનું કામ ચાલુ રાખી શકશે.

## ચુંટણીનાં વિભાગો.

૭૫. કાયદા બાંધનારૂ સલાહકારી મંડળ, એક ઇલાકાનાં કેટલા ભાગો કરવા જોઇએ, કે જેમાંથી સલાહકારી મંડળ વાસ્તે સભાસદો ચુંટાવાનાં હોય છે, અને દરેક ભાગ માટે કેટલા સભાસદો ચુંટાવા જોઇએ તે કાજે ફરમાન કાઢી શકશે.

## સામાન્ય ચુંટણી માટે નામ પત્રકો.

૭૬. ચોથા દસ્તાવેજની રૂએ કાયદા બાંધનારાં સલાહકારી મંડળનાં

સભાસદોની સામાન્ય ચુંટણી માટે, એક હાકેમ નાના મંડળની સલાહથી નામ પત્રકો બહાર કાઢી શકશે.

એક મંડળના ખતમ થયા પછી અથવા બરખાસ્ત થવાની જાહેરાત આપ્યા પછી, પંદર દિવસમાં પહેલી સામન્ય ચુંટણી પછી નામ પત્રકો બહાર કાઢવામાં આવશે.

## બોલનારની ચુંટણી.

૭૭. કાયદા બાંધનારૂં સલાહકારી મંડળ બીજાું કામ ચાલુ કરે તે અગાઉ એક સભાસદને મંડળનાં બોલનાર તરીકે પસંદ કરશે, અને જયારેથી આ ઓધ્ધો ખાલી પડશે, ત્યારે મંડળ બીજા કોઇ સભાસદની બોલનાર તરીકે નેમણુંક કરી શકશે.

જો કોઇ માણસ મંડળનો સભાસદ હોય નહિ, તો તે આ ઓધ્ધો ધરાવી શકશે નહિ અથવા બોલનાર તરીકે રહી શકશે નહિ. પોતાનો ઓધ્ધો જો બોલનાર છોડે તો લખીને તે માટે હાકેમને જણાવવું જોઇશે.

## (Deputy Speaker) હાથ નીચેનાં બોલનારનો નેમણુંક.

૭૮. ધારા બાંધનારૂ સલાહકારી મંડળ, મુખ્ય બોલનાર ઉપરાંત, એક સભાસદની નેમણુંક હાથ નીચેનાં બોલનાર તરીકે કરી શકશે; જેવણ જયારે મુખ્ય બોલનાર ગેરહાજર હોએ ત્યારે તેમને બદલે કામ કરશે, અને જે ફરજો મુખ્ય બોલનાર બજા લાવવાને જણાવે તેને લગતું કામકાજ કરશે.

## વફાદારીનાં સોગંદ અથવા ખાતરી.

૭૯. ધારા બાધનારાં સલાહકારી મંડળનો દરેક સભાસદ, પોતાની બેઠક લીધા આગળ, હાકેમ અથવા સત્તા ધરાવતાં માણસ નજદીક, દસ્તાવેજ પહેલામાં જે રીતે જણાવ્યું છે તે રીત પ્રમાણે વફાદારીનાં સોગંદ લેશે.

## સભાસદોનાં હકો.

૮૦. સલાહકારી મંડળનાં સભાસદો અને મંડળની કમીટીનાં સભાસદોનાં હકો, અધિકાર અને છુટ, બ્રીટીશ લોક મંડળીનાં સભાસદો જે હકો ભોગવે છે તેની બરોબર રહેશે. કોઇપણ સભાસદ પર કંઇ બાબદ રીપોર્ટમાં

જાહેર કરવાને લીધે, અથવા તે માટે ભાષણ આપવાને કાજે કે મત આપ્યાથી ઇનસાફની અદાલતમાં તેની ઉપર કામ ચલાવી શકાશે નહિ.

## નિયમો અને ફરમાનો.

૮૧. (૧) દરેક સલાહકારી મંડળ પોતાનો ટેક જાલવવાને સારૂ પોતાનાં હકો, છુટ અને અધિકાર માટે નિયમો ઘડી શકશે.

(૨) કેવી રીતે કામકાજ ચલાવવું; અને ખાલી પડેલી બેઠકોની બાબદમાં.

(૩) સભાસદો તરફથી મળનાં રાજીનામાંની બાબદમાં;

(૪) અને ખાલી પડેલી જગ્યાઓ માટે નામપત્રકો કાઢવાનો બંદોબસ્ત કરી શકશે. આ નિયમો શરૂઆતથી કામકાજમાં અમલમાં મેલાયલા હશે.

## નાણાં અને કરને લગતો ધારા ખરડો.

૮૨. (ક) સરકારી નોકરીઓ સારૂ નાણું ઉચકવાનો કાયદો, તેને લગતી નોકરીઓનાં કાયદાને અનુસાર લેવામાં આવશે.

(ખ) કર કેટલો અને કેવો નાખવો તે માટે તેને લગતા કાયદામાં જણાવવામાં આવશે, અને બીજી કોઇ બાબદનો બંદોબસ્ત તેમાં થઇ શકશે નહિ.

(ગ) કર અને નાંણાની રકમોને લગતા ધારા ખરડાઓ નાનાં સલાહકારી મંડળનાં સભાસદથીજ દાખલ કરી શકાશે.

## એ માટે રાજાની પસંદગી.

૮૩. સલાહકારી મંડળે પસાર કરેલા ધારાનું બીલ, રાજાની પરવાનગી માટે હાકેમ સનમુખ મુકવામાં આવશે.

## સલાહકારી મંડળનો અધિકાર.

૮૪. ત્રીજા દસ્તાવેજમાં જણાવ્યા પ્રમાણે સલાહકારી મંડળ સારો બંદોબસ્ત અને સુખ શાન્તી માટે નિયમો ઘડી શકશે.

૮૫ રાજાનાં પ્રતિનિધી તરીકે પ્રાંતનો હાકેમ સલાહકારી મંડળની સલાહ સાથે કાયદા અમલમાં મુકવાની સત્તા ભોગવશે, અને ઇલાકાઓને લગતા કાયદાઓને નિભાવી રાખશે.

## પ્રાંતિક સલાહકારી નાનું મંડળ.

૮૬. (ક) પ્રાંતને માટે એક નાનું સલાહ આપનારૂં મંડળ રહેશે, જેમાં એક મુખ્ય પ્રધાન અને બીજા ત્રણ વજીરો કામ કરશે.

(ખ) ઈલાકાનો હાકેમ મુખ્ય પ્રધાનની નેમણુંક કરશે, અને મુખ્ય પ્રધાનની સલાહથી બીજા વજીરોની નેમણુંક કરવામાં આવશે.

(ગ) ઇલ્લાકાનાં સત્તા ધરાવનારાં ખાતાઓ વાસ્તે સામટી રીતે સલાહ-કારી નાનું મંડળ કારોબાર ચલાવવાને જવાબદાર રહેશે.

## કાયદા બાંધનારૂં સલાહકારી મંડળમાં વજીરો બેઠકો મેળવી શકશે.

૮૭. જયાં સુધી એક વજીર ધારા બાંધનારાં સલાહકારી મંડળનો સભાસદ થાય નહિ, ત્યાં સુધી તેનેથી ત્રણ મહીનાથી વધુ વખત ઓહ્દો ભોગવી શકાશે નહિ.

તે છતાં આ કાયદાની શરૂઆતમાં એક વજીર ૭ મહીના સુધી ઓહ્દો રાખી શકશે, અને ત્યાર પછી તેને સલાહકારી મંડળનો સભાસદ થવું જોઇશે.

## વિશ્વાસભંગ માટે મત.

૮૮. જો ધારા બાંધનારાં સલાહકારી મંડળમાં સત્તા ચલાવતાં નાનાં મંડળ માટે, વિશ્વાસભંગ કરવાનું મત પડે તો મુખ્ય પ્રધાન સલાહકારી મંડળને બરખારત કરવાની અરજ કરશે, અથવા (Cabinot) સત્તાનો ઉપયોગમાં લેતું નાનું મંડળ કામકાજ કરવાનું મોકુફ કરશે, પણ તે છતાં જયાં સુધી બીજું મંડળ નેમાયે નહિ ત્યાંસુધી તેને કામ આટોપી લેવું પડશે.

## વજીરોનાં પગારો.

૮૯. દર વર્ષે ઇલાકાની એકઠી થયેલી ઉપજમાથી વજીરોનાં પગારો માટે એક રકમ રાજાને આપવામાં આવશે, જે દસ્તાવેજ ચોદાને આધારે ધારા બાંધનારૂ સલાહકારી મંડળ આપી શકશે.

## અધિકાર ધરાવતા સરકારનાં બીજા સભાસદો.

૯૦. જ્યાં સુધી સલાહકારી મંડળ બીજો કંઇ બંદોબસ્ત કરે નહિ, ત્યાં સુધી ઇલાકાનું સત્તા ધરાવતું નાનું મંડળ સરકારી અમલદારોની નેમણુંક કરી શકશે, અને તેઓને બરતરફ પણ કરી શકશે.

## ભાગ ચોથો—ન્યાયખાતું.

### ઉપલી અદાલતો.

૯૧. (ક) ઉપલી અદાલતો એટલે કે આ કાયદાની શરૂઆતમાં ઈનશાફ કરવાને સારૂ જે ઉપલી અદાલતો હસ્તીમાં આવી હોએ તેઓનો સમાવેશ થાએ છે.

(ખ) દરેક મોટી અદાલતમાં એક મુખ્ય ન્યાયધિસ રહેશે, અને જેમ રાજાને વાજબી લાગે તેમ બીજા જેટલા જોઇએ તેટલાં ન્યાયધિસોની નેમણુંક કરશે.

બધા મલી મુખ્ય ન્યાયધિસ સાથે વધતામાં વધતા વીસ ન્યાયધિસો એક ઉપલી અદાલતમાં રહેશે.

### ન્યાયધિસોનો પગાર.

૯૨. ઇલાકાની ધારા બાંધનારી મંડળી જેટલો પગાર ન્યાયધિસો માટે ઠેડવે તેટલો દરમાયો તેવો મેળવી શકશે, પણ એક ન્યાયધિસનો પગાર સત્તા ધરાવતા નાનાં મંડળનાં એક સભાસદનાં લવાજમ કરતાં ઓછો હોવો જોઇએ નહિ, અને ન્યાયધિસ જ્યારે ઓહ્દા ઉપર હોય ત્યારે તેનો પગાર ઓછો કરી શકાશે નહિ.

### ન્યાયધિસોની નેમણુંક.

૯૩. (ક) ઓહ્દો ધરાવતી વેળા એક ન્યાયધિસે સારી વર્તણુંક રાખવી પડશે, અને રાજસભાને બદલે જો પ્રાંતીક ધારા બાંધનારી મંડળી અરજી કરે તો એક ન્યાયધિસને દુર કરી સકાશે.

(ખ) એક ન્યાયધિસ હાકેમને લખીને પોતાનાં ઓહ્દાનું રાજીનામું આપી શકશે.

### મોટી અદાલતોનો અધિકાર.

૯૪. કેટલીક મોટી અદાલતોની સારી કીર્તિ નોંધાયલી છે, અને શરૂઆતમાં અરજીઓ તપાસવાની અને ઇનસાફ આપ્યા પછી તેઓની ફરી તપાસ લેવાની સત્તા ધરાવે છે. કચેરીનાં કારકુનો અને કારભારીઓ નેમવાનો તેઓ અધિકાર ધરાવે છે. બંધારણને અનુસાર આ કાયદાની શરૂઆતમાં

તેઓને જે સત્તા આપવામાં આવેલી હોય છે, તેને આધારે તેઓ પોતાની અદાલતોમાં કેવી રીતે કામકાજ ચલાવવું તે માટે નિયમો ઘડી શકશે.

૯૫. (૧) બીજી સઘળી નાની અદાલતો ઉપર મોટી અદાલત થોડા વખતને સારૂ દેખરેખ રાખી શકે છે. તેઓ ફરિયાદની અરજીઓ ફરી તપાસી શકે છે.

(૨) કોઇ મુકર્દમો એક અદાલતમાંથી બીજી ચઢતી અદાલતમાં અથવા ગમે તે અદાલતમાં મોકલી શકે છે.

(૩) આવી અદાલતોમાં કેવી રીતે કામ થવું જોઇએ તે સારૂ નિયમો બનાવી શકે છે અને ફરમાનો આપી શકશે.

(૪) કેવી રીતે હિસાબો રાખવા અને ચોપડીઓ બનાવવી તે વાસ્તેની રીતો દેખાડી શકશે.

(૫) અદાલતનાં અમલદારોનાં પગારો, કારકુનોનો દરમાયો, વકીલો અને નાજર અથવા શેરીફે શું લવાજમ લેવું એ સઘળું તેઓ નકકી કરી શકશે.

## અદાલતોનાં ભાગો.

૯૬. (ક) દરેક મોટી અદાલતને જેમ પસંદ પડે તેમ મોટી અદાલતનાં એક બે અથવા વધારે ન્યાયધિસો વિભાગોમાં પુરા પાડી શકશે, કે જેઓ ઇનસાફ આપવાને પોતાની અદાલતની સત્તાની રૂએ, શરૂઆતનાં મુકર્દમાઓ સમજશે અને ફરિયાદોની પાછી તપાસ લેઇ શકશે.

(ખ) માત્ર કયા એક ન્યાયધિસનાં હાથ નીચે એક ભાગ આપવો અને કયા વધુ ન્યાયધિસો રાખવા, જેઓ પ્રમુખ ન્યાયધિસ સાથે અથવા તેના વગર કામ કરશે, એ સઘળાં વાસ્તેની ગોઠવણુ પ્રમુખ ન્યાયધિસ કરી શકશે.

## ન્યાય ખાતાંનો ફેરફાર.

૯૭. સલાહકારી નાનાં મંડળની સલાહથી દેશનો હાકેમ, એક મોટી અદાલતની ન્યાય ખાતાંની જગ્યા બદલી શકશે, અને પ્રજાસત્તાક રાજ્યનાં કોઇબી ભાગમાં કોઇબી મોટી અદાલતને ઇનસાફ આપવાને અધિકાર આપી શકશે, કે જે ભાગની હદ મોટી અદાલતની સત્તા નીચે રહેલી નહિ હોએ તે છતાં આ ફેરફાર કરી શકશે; અને પ્રજાસત્તાક રાજયની બહાર હિંદ દેશનાં

કોઇ પણ ભાગમાં થોડા વખતને માટે કોઇબી બ્રીટીશ રૈયતને સારૂં ઇનસાફ આપવાની સત્તાનો હક આપી શકશે.

### ન્યાયથી મોકળું રાખવું.

૯૮ (ક) જાહેર ફરજો બજાવતાં એક દેશનો હાકેમ, એક ઇલાકાનો હાકેમ, સલાહકારી નાના મંડળનો એક સભાસદ, પ્રજાસત્તાક રાજ્યમાં અથવા પ્રાંતોમાં કોઇ બાબદો માટે સલાહ આપ્યાથી અથવા જાહેર પુરૂષ તરીકે કંઇ કામો કરવાનાં ફરમાનો કાઢ્યાથી, તેઓની સામે મોટી અદાલતમાં કામ ચલાવી શકાશે નહિ.

(ખ) કેટલીક મોટી અદાલતોનાં મુખ્ય ન્યાયધિસો અને બીજા ન્યાયધિસો પણ એ રીતે ન્યાયથી મોકલા રહી શકશે.

### જાતને લગતા કાયદાઓ અને રેવાજોનું લાગુ પડવું.

૯૯. બે પક્ષો વચ્ચેનાં કોલકરાર, વારસો હીસ્સો, જમીન, માલમિલકત અને ભાડાંઓની બાબદની ફરિયાદોમાં જો તે બેઉ પક્ષો, એક સરખા કાયદા કાનુનો અને રેવાજો ધરાવતી હોય તો તેને અનુસરીને ઇનસાફની રૂએ વાંધાઓનો ફેસલો વડી અદાલતો કરશે, પણ જો આ બે તડો જૂદા જૂદા રેવાજો અને કાયદાઓ પાળતી હોએ તો બચાવ પક્ષની રૂઢીઓને અનુસરીને ઇનસાફ આપવાનું નકકી કરશે.

### નવી મોટી અદાલતોની સ્થાપના.

૧૦૦. જો કોઇ ભાગ વડી અદાલતની સત્તાની હદમાં આવ્યો નહિ હોય તે છતાં પ્રજા સત્તાક રાજ્યનાં કોઇબી ભાગમાં જો રાજસભાને વાજબી લાગે તો ત્યાં વડી અદાલતની સ્થાપનાં કરી શકશે, અને તે અદાલતને આ કાયદાની શરૂઆતમાં જે અધિકાર બીજી વડી અદાલતોને આપવામાં આવ્યો હોએ તે સર્વે જાતનો હક અને સત્તા તે અદાલત ભોગવી શકશે.

એ રીતે સ્થપાએલી અદાલતનાં ભાગમાં જો બીજી ઇનશાફની અદાલતની હદ આવી હશે, તો રાજસભા તેની હદ નક્કિ કરી શકશે, અને પ્રસંગને માફક આવતા વધારાના અને પરિણામ રૂપે બદોબસ્ત કરવાનાં ઉપાયો લેશે.

### સરકારી વકીલ અને સોલીસીટર.

૧૦૧. ઇલાકાને માટે, હાકેમ પ્રાંતિક સલાહ આપનારા નાનાં મંડળની સલાહથી, એક સરકારી વકીલ અને સોલીસીટરની નેમણુંક કરશે.

# પ્રકરણ છઠ્ઠું.

## નવા ઇલાકાઓ.

૧૦૨. રાજસભા પ્રજાસત્તાક રાજ્યમાં નવા ઇલાકાઓ સ્થાપવાની પરવાનગી આપી શકશે, તેને વાસ્તેનાં કોલકરારો અને સરતો કરી શકશે, અને જેમ વાજબી લાગે તેમ બેઉ મંડળોમાં પ્રતિનિધિઓ મોકલવાની ગોઠવણ પણ કરશે.

## નવા ભાગોની સરકાર.

૧૦૩. પ્રજાસત્તાક રાજ્યએ કબુલ કરેલો અને કોઇ હાંતે કબજો રાખેલો કોઇ એક નવા ભાગને માટે, રાજકારોબાર કરવાને સારૂ રાજસભા કાયદાઓ ઘડી શકશે, અને કેવી સરતે અને કેટલા માણસો ત્યાંથી બેઉ મંડળોમાં પ્રતિનિધિ તરીકે આવી શકશે, તે વાસ્તેનો બંદોબસ્ત કરવાની પરવાનગી જેમ ઘટતું લાગે તેમ આપી શકશે.

## પ્રાંતોની સિમા અથવા હદમાં ફેરફાર.

૧૦૪. કોઇ ભાગમાં ચુંટણી કરનારાંઓની પસંદગીથી અને સલાહકારી મંડળની સલાહ સાથે રાજસભા કોઈ એક ઇલાકાની હદમાં વધારો, ઘટાડો અથવા ફેરફાર કરી શકે; એ માટેની સરતો અને કરારો ચુંટણી કરનારાંઓને પસંદ પડવા જોઇએ, અને જે ઇલાકા ઉપર એવી રીતે વધારો અથવા ઘટાડાનો ફેરફાર કર્યાથી જે અસર પેદા થાએ તે પણ પસંદગી પામવી જોઇએ.

# પ્રકરણ સાતમું.

## ભાગ પહેલો—સામાન્ય.

### સ્વરાજ્યનાં નક્કી કરેલા ભાગો.

૧૦૫. નીચે જણાવેલા ભાગો સ્વરાજ્યનાં હકો ભોગવશે.

(૧) એક ગામડું કે જેમાં થોડી સંખ્યાનાં ઘરો આવ્યાં હોએ અને આસપાસનાં નાના ઝુપડાંઓનો પણ તેમાં સમાવેશ થતો હોએ તેવો ભાગ, શહેર સુધરાઈ ખાતાંની અંદરના લત્તાઓ.

(૨) એક તાલુકા કે જેમાં ઘણા ગામડાંઓનો સમાવેશ થાએ છે, અને જેનો કારોબાર સામટી રીતે ચાલે છે તેવો ભાગ.

(૩) એક ડીસ્ટ્રીક્ટ અથવા વિભાગમાં એવા ઘણા તાલુકાઓ સમાઇ જાએ છે તે વિભાગો.

### શહેર સુધરાઈ ખાતું.

### પ્રાંતની રાજધાણી.

### હાથ નીચેની ઇલાકાની સરકારનાં કાયદા કાનુનો.

૧૦૬. પહેલે વર્ષે ઇલાકાની કાયદા બાંધનારી મંડળી ઉપર જણાવેલા ભાગો સ્થાપવાને એક કાયદાનો ખરડો પસાર કરશે. આ કાયદાઓ ઇલાકાને અનુસરતા અને તેની સ્થિતિને માફક આવતા હોવા જોઇએ. મુખ્ય કરીને મત આપવાની લાયકાતને લગતા કાયદામાં બીજા દસ્તાવેજમાં જણાવ્યા પ્રમાણે પૈસા સંબંધી સ્થિતી, જમીનનો કર, અને ભાડાંને લગતી બાબદોવારતે નિયમો ઘડશે.

(ક) પંચાયેત, સભાઓ અને સમીતીનું કામ કમીટીઓ અથવા મંડળો મારફતે ચલાવવામાં આવશે, જેની નેમણુંક તેઓ કરશે.

(ખ) દસ્તાવેજ ત્રીજામાં જણાવ્યા પ્રમાણે જૂદા જૂદા હાથ નીચેનાં ઇલાકાનાં ભાગોની સત્તા રહેશે.

(ગ) ઉપલો મોટો ભાગ પોતાનેથી ઉતરતા નાના ભાગની દેખરેખ રાખશે.

### ભાગ બીજો—ગામડું અથવા શહેરનો વિભાગ.

### એક ગામડાંનો રાજકારોબાર.

૧૦૭. (ક) ગામડાંઓ પોતાનામાંથી એક પંચાયતની નેમણુંક કરશે, અને પ્રાંતિક કાયદા બાંધનારી મંડળી આ પંચાયતને ગામડાંને લગતો રાજ-કારોબાર કરવાની સત્તા આપશે, અને લોક વ્યવહાર સંબંધી વાંકો અને અપરાધો માટે ઇનસાફ કરવાને તે ગામડાંમાં એક ન્યાયખાતું બનાવશે.

(ખ) એક લત્તાનાં રહીશો પોતાનામાંથી એક પંચાયત ઉભી કરશે, અને જે અધિકાર શહેર સુધરાઇ ખાતાં તરફથી તેને આપવામાં આવ્યો હશે તેને ઉપયોગ કરશે.

### પંચાયતનું બંધારણ.

૧૦૮. (ક) પ્રાંતિક કાયદા બાંધનારી મંડળીના કાયદા મુજબ પંચાયતનાં

સભાસદોની પસંદગી કરવામાં આવશે, અને સ્થાનિક હાલત પ્રમાણે સભાસદોની સંખ્યા નક્કી કરવામાં આવશે.

(ખ) સભાસદોની અને ચુંટણી કરનારાંઓની લાયકાતો માટે દસ્તાવેજ બીજામાં જણાવવામાં આવ્યું છે.

### સભાસદની મુદત.

૧૦૯. એક વર્ષથી વધુ વખત એક પંચાયત કામ કરી શકશે નહિ.

## ભાગ ત્રીજો—તાલુકને લગતો રાજકારભાર.

૧૧૦. એક તાલુકને રાજકારોબાર ચલાવવાની સત્તા રહેશે, અને ગુનાહો તથા વાંકોની તપાસ કરવાનો અધિકાર મલશે કે જે સત્તા પ્રાંતિક કાયદા બાંધનારી મંડળી આપશે. તાલુકમાંથી ચુંટાયેલી તાલુકની સભા એ રીતે સત્તાનો ઉપયોગ કરી શકશે.

### સભાનું બંધારણ.

૧૧૧. (ક) પ્રાંતિક કાયદા બાંધનારી મંડળીનાં કાનુનો મુજબ સભા માટે સભાસદો ચુંટી કાઢવામાં આવશે, અને ભાગની હાલત પ્રમાણે સભાસદોની સંખ્યા લેવામાં આવશે.

(ખ) બીજા દસ્તાવેજમાં જણાવ્યા પ્રમાણે સભાસદો અને ચુંટણી કરનારાંઓની લાયકાત જોઇશે.

### સભાસદોની મુદત.

૧૧૨. એક સભા બે વર્ષથી વધુ વખત મલી શકશે નહિ.

## ભાગ ચોથો—શહેર અથવા ગામને લગતી ડીસ્ટ્રીક્ટ અથવા વિભાગનો રાજકારોબાર.

૧૧૩. ડીસ્ટ્રીક્ટનો અથવા શહેર સુધારાનો રાજકારોબાર કરવાને એક સમીતી નેમવામાં આવશે, કે જે તે ભાગમાંથી ચુંટી કાઢવામાં આવશે અને કાયદા બાંધનારી મંડળીનાં નિયમો મુજબ કામકાજ ચલાવશે, તથા ગુનાહો અને વાંકોની તપાસ લેવાને ન્યાય કરી શકશે.

### સમીતીનું બંધારણ.

૧૧૪. (ક પ્રાંતિક કાયદા બાંધનારી મંડળીનાં કાયદા મુજબ ચુંટાયેલા સભાસદોની સમીતી બનશે, અને સ્થાનીક સ્થિતી ઉપર સભાસદોની સંખ્યાનો આધાર રહેશે.

(ખ) દસ્તાવેજ બીજામાં જણાવ્યા પ્રમાણે ચુંટણી કરનારાંઓ અને સભાસદોની લાયકાતો જોઇશે.

### સભાસદોની મુદત.

૧૧૫. એક સમીતી ત્રણ વર્ષથી વધુ વખત કામ કરી શકશે નહિ.

---

## પ્રકરણ આઠમું.

---

### બચાવ કરનારી કમીટી.

૧૧૬. (ક) દેશનો હાકેમ, સલાહ આપનારાં નાનાં મંડળની સલાહ લેઇને પ્રજાસત્તાક રાજ્યની શરૂઆતમાં અને ત્યાર પછી દરેક પાંચ વર્ષે એક કમીટી અથવા મંડળ નેમશે, કે જેમાં મોટે ભાગે હિંદીઓ સભાસદો નેમાશે.

(૧) પ્રજાસત્તાક રાજ્યનાં લશ્કરી, દરિયાઇ અને હવાઇ ખાતાંનો સલાહ શાંતિથી ઓછામાં ઓછો ખર્ચ કરવાની ભલામણ કરવાનો, અને દેશની આવકમાંથી આ ખર્ચનો ફાલો આપવાનો બંદોબસ્ત કરશે, કે જે ફાલો ધારા ખરડામાં ખર્ચનાં એક ભાગ તરીકે લેવાશે.

(૨) તે છતાં દરેક બાબદની વિગતવાર રીતે ગણત્રી કરવામાં આવશે કે જે અડસતો ચોકકસ નેમેલા ખર્ચના રકમને મલતો આવવો જોઇએ. એ ઉપરાંત જો હિન્દ દેશની પ્રજાનાં માણસોને લશ્કરી, દરિયાઇ અને હવાઇ ખાતામાં ઓહ્વાઓ નહિ મલે, તો પ્રજાસત્તાક રાજ્યનાં ફંડમાંથી આ ખાતાં-ઓને લગતો ખર્ચ આપવામાં આવશે નહિ.

પ્રજાસત્તાક રાજ્યનો બચાવ કરવાને હિન્દનાં રહેવાસીઓએ લશ્કરી તાલીમ લેવાને કેટલો આગળ વધારો કર્યો છે, તેનો હેવાલ જાહેર કરવાનો હોય છે, કે જેથી હિન્દુસ્થાનના લોકો જ્યારે વખત આવે ત્યારે દેશનો બચાવ કરવાનું કામ કરી શકે.

દેશના હાકેમનાં ધ્યાનમાં આવે તેમ અથવા પસંદ કરેલી ભલામણો મુજબ, બચાવ કરવાની બાબદમાં કેટલો ખર્ચ કરવો તેની નાણાંની રકમનો અડસતો રાજસભા આગળ મુકવામાં આવશે, જે તે ઉપર વિચાર ચલાવશે, પણ દેશનો હાકેમ ઓછામાં ઓછા જે આંકડાનો અડસતો આ બાબદો માટે જણાવે તે લેવામાં આવશે.

## પ્રકરણ નવમું.

### પરચુરણ.

કાયદા બાંધનારી મંડળીનાં સભાસદોની સંખ્યામાં ફેરફાર કરવો.

૧૧૭. દસ્તાવેજ ચોથા પ્રમાણે દરેક મંડળીનાં સભાસદોની સંખ ફેરફાર કરી શકાશે, કે જે માટે રાજસભા એક કાયદો ઘડશે, અને પ્રાંતિક કાયદા બાંધનારી મંડળી પોતે એક ધારો પસાર કરે તો સભાસ સંખ્યાનો ફેરફાર કરી શકશે.

૧૧૮. દસ્તાવેજ બીજા અને ચોથાને નિયમને અનુસાર, બાંધનારી મંડળીઓનાં સભાસદો, ચોકકસ ભાગોનાં ચુંટણી કરનારાંઓ ત ચુંટી કાઢવામાં આવશે.

### હાલનાં અમલદારો.

૧૧૯. હમણાં જે અમલદારો સરકારી નોકરીમાં રહેલા છે, સર્વે પ્રજાસત્તાક રાજ્યની શરૂઆતમાં પ્રજાસત્તાક રાજ્યના અમલદારો ગ

### જાહેર ખાતાંઓની ફરીથી વ્યવસ્થા કરવી.

૧૨૦. (ક) પ્રજાસત્તાક રાજ્યની સ્થાપનાં થયા પછી, દેશનો જેમ બની શકે તેમ જલદીથી સલાહકારી નાનાં મંડળની સલાહ સાથે, ખાતાંઓની રચના અને વ્યવસ્થામાં જેમ વાજબી લાગે તેમ ફેરફાર ક ભલામણ કરવાને કાજે, એક કમીશન જાહેર ઓધ્ધાઓનાં કામકાજની લેવાને નેમશે; આ કમીશન કેટલાક પ્રાંતોને અમલદારોને સ્વાધીન ભલામણ કરશે.

(ખ) સલાહકારી નાનાં મંડળની સલાહથી, દેશનો હાકેમ ઇલાકાની બરોબર વ્યવસ્થા કરવાને, અને તેને લગતું કામકાજ કરવાને લદારોની નેમણુંક કરશે, અને આ અમલદારો સત્તાધિકારી માણસો ઇલાકામાં બંદોબસ્ત જાળવશે.

### જાહેર નોકરીઓ માટે કમીશન.

૧૨૧. પ્રજાસત્તાક રાજ્યની સ્થાપનાં પછી દેશનો હાકેમ સલ નાનાં મંડળની સલાહથી હમેશને માટે જાહેર સરકારી નોકરીઓ સા

કમીશનની નેમણુંક કરશે, અને જેમ રાજસભા ઠેરવે તેમ કમીશનનાં હાથમાં અમલદારોની નેમણુંક કરવાની, સુધારો કરવાને, બરતરફ કરવાની અને તેઓનાં પગારમાં વધારો કરવાની સત્તા રહેશે.

## હાલનાં અમલદારોને પેન્શન અથવા બેઠો પગાર.

૧૨૨. હિંદી સરકારી અથવા પ્રાંતિક નોકરીમાં, કોઇપણ અમલદાર પ્રજાસત્તાક રાજ્યની સ્થાપનાં થયા પછી ઓદ્ધા ઉપર રાખવામાં નહિ આવશે, તે અમલદારને પેન્શન અથવા બેઠા પગાર અથવા બક્ષિસ અથવા કોઇ પણ જાતનો બદલો આપવામાં આવશે, કે જે પેન્શન પર જો પ્રજાસત્તાક રાજ્ય હસ્તીમાં આવ્યું નહિ હતે તો તેનો હક રહેલો હતો.

## હાલનાં અમલદારોની ઓદ્ધાનો મૂદત.

૧૨૩. ઇલાકાની નોકરીમાં અથવા હિંદી સરકારી ખાતાંઓની નોકરીમાં રહેલા અમલદારોને જો પ્રજાસત્તાક રાજ્યની શરૂઆતમાં રાખવામાં આવશે, તો તે સઘળા અમલદારોનો જે અધિકાર હશે તે જાળવી રાખી શકાશે, અને તેઓનાં ઓધ્ધાની મુદત કાયદેસર પુરી થયા પછી, તેઓ નોકરીથી મુક્ત થઇ શકશે અને ધ રા માફક તેઓને નોકરી વાસ્તે જે બદલો અથવા પેન્શન મળવું જોઇએ તે લેવાનો તેઓને હક રહેશે.

## કાયદા ઘડવાને માટે બંદોબસ્ત.

૧૨૪. આ નિયમને આધારે જો કંઇ પણ જાતનાં ફરમાનો આપવાને કાયદાઓ બનાવવા પડે, અને જો હાલનાં કાયદાનાં ખરડામાં કોઇ એક બાબદ માટે કોણે અને કેવી રીતે ધારાઓ ઘડવા તે સારૂ બંદોબસ્ત નહિ કરવામાં આવ્યો હોય, તો બેઉ મંડળોની કમીટી એ માટે કામ કરી શકશે. આ કમીટી બેઉ મંડળોમાંથી ચુંટાયેલાં માણસોની બનશે, અને સભાસદોની સંખ્યા ઓછામાં ઓછી દશની રહેશે, અને વીશની સંખ્યાથી વધારે સભાસદો આ કમીટીનાં કામમાં ભાગ લઇ શકશે નહિ

## ચોકસ ભાગો.

૧૨૫. (ક) સલાહકારી નાનાં મંડળની સલાહથી દેશનો હાકેમ પ્રજાસત્તાક રાજ્યનો કોઇપણ એક ભાગને ખાસ ચોકકસ ભાગ તરીકે લેવાને જાહેર કરી શકે, અને તે ભાગને ચોકકસ બાધો અને ફેરફારને અનુસાર આ કાયદો લાગુ પડશે એમ જાહેરનામાં મારફતે જણાવી શકે.

(ખ) સલાહ આપનારાં નાનાં મંડળની સલાહથી દેશના હાકેમે એ રીતે દેશનો જે એક ચોક્કસ ખાસ ભાગ તરીકે ગણ્યો હોએ, તે ભાગ ઉપર રાજસભાનો કાયદો લાગુ નહિ પડશે એ રીતનું જાહેર નામું બહાર કાઢી શકશે. આ જાહેર નામામાં સલાહકારી નાનાં મંડળની સલાહથી જે વાજબી લાગે તે દેશનાં હાકેમે તે ભાગમાં બાધેઃ મુકવાત અને ફેરફાર લાવવાને સુચવ્યું હશે, તેને જાહેરાત આપવાને અને અમલમાં મેલવાને ઇલાકાનાં હાકેમને અધિકાર રહેશે.

---

## પ્રકરણ દશમું.

---

### બંધારણમાં ફેરફાર કરવાની રીતો.

૧૨૬. (ક) આ બંધારણમાં નીચે જણાવેલી રીતો પ્રમાણેજ ફેરફાર કરી શકાશે.

કાયદા બાંધનારી અને તેને અમલમાં મેલનારી બેઉ મંડળીઓનાં મોટા ભાગનાં મનો બંધારણમાં કંઇ ફેરફાર લાવવાને સુચવે નહિ, ત્યાં સુધી એમાં ફેરફાર કરી શકાશે નહિ. ફેરફાર કરવાની સુચનાંઓને ઓછામાં ઓછી બે મહીના પછી અને છ મહીનાની અંદર, ઇલાકાની કાયદા બાંધનારી મંડળી સનમુખ મુકાવી જોઇએ.

પણ જો કાયદા બાંધનારાં અને અમલમાં મેલનારા બેઉ મંડળોમાંનું એક બહુમતે એ રીતે ફેરફાર કરવાની સુચનાં કરે, અને તેને જો બીજું મંડળ ધ્યાનમાં ન લે અને સુચનાંઓને ઉરાડી મેલે અથવા સુચનાઓમાં બીજા સુધારા મુકે, તો પહેલું મંડળ ત્રણ મહીના પછી ફરીથી તે સુચનાંઓને લગતો કાયદો બહુમતે પસાર કરી બીજા મંડળની તપાસ માટે મોકલી આપશે. હવે જો બીજું મંડળ ફરી બીજીવાર પોતાની પસંદગી દેખાડે નહિ અથવા બીજા સુધારાઓ તેમાં ઉમેરે કે જે પહેલાં મંડળને પસંદ પડે નહિ, તો દેશનો હાકેમ તે સુચનાઓને લગતા કાયદાને તેની પર થએલા સુધારાઓ સાથે અથવા વગર, પ્રાંતિક ધારા બાંધનારાં મંડળ આગલ તપાસ કરવાને મોકલી આપશે.

જો ઘણા ઇલાકાઓની પ્રાંતિક ધારા બાંધનારી મંડળીઓ, આ વિષય ઉપર રચાએલી બીજી સામાન્ય ચુંટણી પછી, આ ફેરફાર લાવવાનાં કાયદા

માટે બહુમને પસંદગી દેખાડશે, તો દેશનો હાકેમ આ કાયદાનાં ખરડાને રાજાની આગલ પરવાનગી લેવાને સારૂ મુકશે.

(ખ) રાજસભાનાં કોઇબી મંડળમાં કોઇ એક પ્રાંતનો સમતોલ પ્રમાણ પ્રમાણે પ્રતિનિધિઓ મોકલવાનાં હકમાં, અથવા પ્રતિનિધિઓની સંખ્યા વધતી અથવા ઓછી કરવાનાં અધિકારમાં ફેરફાર કરવાને, અને તેમજ વળી એક પ્રાંતની હદમાં અને તેને લગતા બંધારણનાં બંદોબસ્તમા ફેરફાર લાવવાને, પ્રાંતિક ધારા બાંધનારી મંડળીનું બહુમત જોઇશે: જો આ પ્રાંતિક મંડળી બહુમતે એને લગતા કાયદાનો ખરડો પસંદ કરશે તોજ આ જાતનો ફેરફાર લાવી શકાશે, તે છતાં ચોક્કસ એક પ્રાંત જો પોતાનાં ઇલાકાને લગતાં બંધારણમાં કંઇ ફેરફાર કરવાને જણાવશે, તો ઉપલા નિયમને આધારે તે ઇલાકાની ધારા બાંધનારી મંડળી સભાસદોનાં મોટા ભાગની પસંદગીથી એ માટે ઠરાવ કરી શકશે.

## દસ્તાવેજ અથવા લેખપત્રમાં ફેરફાર.

૧૨૭. નીચે જણાવેલા કાયદા પ્રમાણે દસ્તાવેજમાં ફેરફાર થઇ શકાશે.

(ક) દસ્તાવેજ બીજાનો ભાગ પહેલો, પ્રજાસત્તાક રાજ્યની રાજસભા જો પસંદ કરે, તો ધારા બાંધનારી મંડળીનાં ઠરાવેલા કાયદાથી તે બદલી શકાશે.

(ખ) દસ્તાવેજ બીજાનાં બીજા ભાગમાં રાજસભાથી ફેરફાર કરી શકાશે

## દસ્તાવેજ અથવા લેખપત્ર પહેલો.

### વફાદારીનાં સોગંદ.

હું—સોગંદ લેઇ જણાવું છું કે હું નીમકહલાલ રહીશ અને શહેનશાહ જયોર્જ પાંચમાંને અને તેવનની પછી આવનારાં કાયદેસરનાં વારસોને વફાદાર રહીશ, અને કાયદાથી રચાયેલું પ્રજાસત્તાક રાજ્યનાં બંધારણને પણ વફાદાર રહીશ.

### ખાતરી.

હું—ગંભીરાઇથી અને ખરાં દિલથી જાહેર કરૂં છું કે હું શહેનશાહ જયોર્જ પાંચમાંને અને કાયદેસર નેમાયેલા તેવનનાં વારસોને, તથા નિયમને અનુસાર થએલું પ્રજાસત્તાક રાજબંધારણને નીમકહલાલ અને વફાદાર રહેવાની ખાતરી આપું છું.

## દસ્તાવેજ બીજો, ભાગ પહેલો.

### ચુંટણી કરવાને સાધારણ લાયકાત.

૧. દેશની સરકારનાં કોઇબી ભાગમાં એકવીસ વર્ષનાં મનુષ્યો ચુંટણી કરવાનો હક મેળવી શકશે, અને પારકા દેશનાં મનુષ્યો જો પાંચ વર્ષ સુધી હિન્દ દેશમાં ઘરબાર કરી વસ્યાં હશે તો તેઓ પણ એ હક ભોગવશે.

૨. જૂદા જૂદા વિભાગો માટે ચુંટણી કરવાની લાયકાતો.

(ક) ગામડાંની પંચાયેત અથવા મંડળ.

### સભાસદોની લાયકાતો.

સઘળાં ચુંટણી કરનારાં.

### ચુંટણી કરનારાંઓની લાયકાતો.

ગામડાંના સઘળા રહેવાશીઓ.

(ખ) તાલુક સભા.

### સભાસદોની લાયકાતો.

પચ્ચીસ વર્ષનાં અને તેનેથી વધુ ઉમ્મરનાં આદમીઓ ચુંટણી કરી શકશે.

(ક) જેઓએ શરૂઆતની કેળવણી લીધી હશે તેઓ.

(ખ) જેઓએ નેમેલા વખત સુધી એકવાર પંચાયેતનાં સભાસદો તરીકે કામ બજાવ્યું હશે, અને હાલમાં સભાસદો નહિ હશે તેઓ સઘળ પંચાયેતનાં સભાસદો થઇ શકશે.

### ચુંટણી કરનારાઓની લાયકાતો.

જેઓ તાલુકામાં રહેવાશીઓ તરીકે વસ્તા હશે, તેઓ નીચે જણાવ્યા પ્રમાણેની લાયકાતો ધરાવતા હશે તો ચુંટણી કરી શકશે.

(૧) ગામડાંની પંચાયેતનાં હાલનાં અને આગલનાં સભાસદો.

(૨) તાલુકમાં બોલાતી ભાષા લખતાં વાંચતાં આવડે તેવાં માણસો, ગામડાંનાં કારખાનામાં શીખેલાં મનુષ્યો, અથવા કારીગર વર્ગનાં લોકો.

(૩) જે માણસોની આવક મહીને દહાડે રૂપ્યા દશ હોએ અથવા એથી વધારે હોએ તે સર્વે જણો.

(૪) વર્ષ દહાડે રૂપિયા દશને અથવા એથી વધારે જમીનનો જેઓ કર ભરતા હોય તે ધણીઓ.

(૫) જેઓ એક શેર અથવા એક શેરનો ભાગ ધરાવતા હોએ અને વર્ષ દહાડે રૂપિયા ૭ નું ભાડું આપતા હોએ એ સર્વે માણસોનો સમાવેશ થાય છે.

(ગ) ગામડાંની અથવા શહેરનાં ભાગની સમીતી.

## સભાસદોની લાયકાતો.

જેઓ પચ્ચીશ વર્ષનાં હોએ અથવા એથી વધુ ઉમ્મરનાં આસામીઓ નીચે જણાવેલી લાયકાતો ધરાવતા હોએ એ સર્વે જણા.

(૧) જેઓએ શરૂઆતની કેળવણી કરતાં થોડી વધારે બીજા દરજ્જાની કેળવણી લીધી હોય તે સર્વે મનુષ્યો.

(૨) આગલની પંચાયતનાં અને તાલુક સભાનાં સભાસદો, કે જેઓએ નક્કી કરેલી મુદત દરમ્યાન સભાસદો તરીકે કામ બજાવ્યું હોય તે બધાં માણસો સભાસદો થઇ શકશે.

## ચુંટણી કરનારાંઓની લાયકાતો.

ડીસ્ટ્રીકટમાં વસ્તાં રહીશો જેઓ નીચે પ્રમાણેની લાયકાતો ધરાવતાં હશે તે બધાં જણો

(૧) આગલ થઇ ગયેલી પંચાયત અથવા તાલુક સભાનાં સભાસદો.

(૨) શરૂઆતની કેળવણી લીધેલાં સર્વે આદમીઓ અને ધંધા રોજગારને લગતી તાલીમ પામેલાં સઘળાં માણસો.

(૩) જે સર્વે મનુષ્યોની આવક મહીને દહાડે રૂપિયા પંદરની હશે અથવા એથી વધારે હશે તે બધાં જણો.

(૪) જેઓ રૂપિયા વીસ અથવા એથી વધારે જમીનનાં કર તરીકે આપતા હશે તે આસામીઓ.

(૫) જેઓ શેર અથવા શેરનો ભાગ ધરાવતા હશે, અને વર્ષ દહાડે રૂપિયા અઢાર અથવા એથી વધારે ભાડુ આપતા હશે એ સર્વે મનુષ્યો, ચુંટણીમાં ભાગ લેઇ શકશે.

## કાયદા બાંધનારૂં સલાહકારી મંડળ.

### સભાસદોની લાયકાતો.

(ધ) જે મનુષ્યો પચ્ચીસ વર્ષની ઉમ્મરનાં હશે, અને એથી વધારે

ઉમ્મરનાં માણસો જો નીચે જણાવેલી લાયકાતો ધરાવતાં હશે, તો તેઓ સભાસદો થઇ શકશે.

(૧) જે માણસોએ બીજા ધોરણથી વધુ પ્રકારની ઉંચી કેળવણી લીધી હશે, અથવા ઉદયોગ હુન્નરને લગતી તાલીમ લીધી હશે તે સર્વે જણો

(૨) જેઓએ આગલની ડીસ્ટ્રીકટ સમીતીમા અથવા શહેર સુધરાઇ ખાતાંમાં સભાસદો તરીકે ચોક્કસ વખત સુધી ફરજ બજાવી હશે તે બધાં માણસો.

(૩) જેઓની આવક રૂપ્યા પચ્ચીસ અથવા એથી વધુ મહીને દહાડે હશે તેઓ.

(૪) જેઓ જમીનનો કર રૂપ્યા ત્રીસ અથવા એથી વધારે ભરતા હશે તે બધા માણસો.

(૫) જેઓ એક ઘેર અથવા ઘેરનો એક ભાગ ધરાવતાં હશે, અને વર્ષ દહાડે રૂપ્યા પચ્ચાસ ભાડાંનાં આપતાં હશે તે સઘળાં જણો.

વેપાર વણજને લગતાં મંડળો અને ધંધારોજગારને લગતી મંડળીઓ અથવા કોઇ પણ જાહેર મંડળીઓનાં સભાસદો, ચુંટણી કરી શકશે.

## કાયદા બાંધનારી મંડળી.

### સભાસદોની લાયકાતો.

(ચ) પચ્ચીસ વર્ષ અને તેથી વધુ ઉમ્મરના આદમીઓ ચુંટણી કરનારા થશે.

## ચુંટણી કરનારાંઓની લાયકાતો.

પ્રજાસત્તાક રાજ્યમાં વસતાં મનુષ્યો કે જેઓ નીચે જણાવેલી લાયકાતો ધરાવતાં હોય, તેઓ સઘળાં ચુંટણીમાં ભાગ લઇ શકશે.

(૧) હાલનાં અને આગળનાં ધારા મંડળનાં સભાસદો

(૨) વિદ્યાલયમાં શીખેલા અને ઉંચી કેળવણી પામેલા સર્વે મનુષ્યો, તથા ધંધા રોજગારની સારી તાલીમ પામેલા આદમીઓ.

(૩) જેઓની મહીને દહાડે રૂપ્યા પચ્ચાસ અથવા એથી વધારેની આવક હોય તે સર્વે જણો,

(૪) જેઓ વર્ષ દહાડે રૂપ્યા પચ્ચાસ અથવા એથી વધારે જમીનનાં કર તરીકે આપતા હોય એ સઘળાં આસામીઓ.

(૫) જેઓનું એક ઘેર હોય અથવા ઘરના એક ભાગ ધરાવતા હોય, અને વર્ષ દહાડે રૂપ્યા પંચોતેર ભાડાં તરીકે આપતા હોય તે સર્વે જણો સભાસદો થઇ શકશે.

(૬) વેપારી મંડળના સભાસદો, જમીનદારોની મંડળીનાં સભાસદો, વેપાર અને ધંધા રોજગારને લગતી મંડળીઓનાં તથા કોઇભી જાહેર મંડળીનાં સભાસદો ધારા મંડળનાં સભાસદો થઇ શકશે.

## (Senate) કાયદા અમલમાં મેળનારૂ મંડળ.

### સભાસદોની લાયકાતો.

એક માણસ કે જેને ત્રીસ વર્ષ પુરાં કર્યાં હશે, અને જેને ચોક્કસ પ્રકારની જાહેર ફરજો બજાવી હશે તેઓના નામો ચુંટણીનાં નામ પત્રકોમાં લેવામાં આવશે.

### ચુંટણી કરનારાંઓની લાયકાતો.

કાયદા અમલમાં મેલનારી મંડળીના સભાસદોની ચુંટણી કરનારાંઓ, પ્રજાસત્તાક રાજ્યનાં રહીશો હોવાં જોઇએ.

(૧) હાલના અને આગલ થઇ ગએલાં ધારા મંડળનાં સભાસદો;

(૨) જાણીતી વિદ્યાલ્યોનાં અધિકારી મંડળોનાં સભાસદો.

(૩) વેપારી મંડળીઓ, જમીનદારોનાં મંડળો, ધંધા રોજગાર અને ઉધ્યોગ હુન્નરની સંસ્થાઓ અથવા કોઇ જાહેર મંડળોની કારોબારી મંડળીના સભાસદો.

(૪) જયાં સુધી રાજસભા બીજો કંઇ બંદોબસ્ત કરે નહિ, ત્યાં સુધી હિન્દની સરકારનાં કાયદા મુજબ, સલાહકારી મંડળનાં ચુંટણી કરનારાંઓ માટે જે કાયદા કાનુનો ઠેરાવ્યા છે, તે નિયમ પ્રમાણે જમીન અથવા આવક ઉપર કર આપવાની લાયકાતો ધરાવનારા સઘળાં મનુષ્યો ચુંટણીમાં ભાગ લઇ શકશે

## દસ્તાવેજ બીજો, ભાગ બીજો.

### સભાસદોની નાલાયકાતો.

(૧) એક માણસ કે જેને લુચ્ચાઇ અથવા હલકા દોષો માટે, દંડની શિક્ષાને બદલે બાર મહીનાથી વધુ બંધીખાનાંની સજા થઇ

હોએ, તે આદમી સભાસદ થઇ શકશે નહિ પણ જો તેને માફી બક્ષવામાં આવી હોએ અથવા શિક્ષામાંથી મુક્ત કર્યો હોએ, અને ત્યાર પછી પાંચ વર્ષો વહી ગયાં હોએ તો તે માણસને પાછો ચુંટાવાને લાયકનો ગણવામાં આવશે.

(૨) જે માણસ નાદાર અથવા દેવાળ્યો થયો હોએ તે.

(૩) દિવાનો અથવા ઘેલો માણસ.

(૪) પ્રજાસત્તાક રાજ્યમાં નફો થાએ તેવો ઓધ્ધો ધરાવતો હોએ તે મનુષ્ય. સિવાયે કે નીચે જણાવેલા માણસોને લાભકારક ઓધ્ધો ભોગવતા હોએ એમ ધારવામાં આવશે નહિ.

(૫) પ્રજાસત્તાક રાજ્યનો અથવા ઇલાકાનો પ્રધાન.

(૬) રાજ્ય તરફથી પેન્શન અથવા બક્ષિસ લેતો માણસ.

(૭) પ્રજાસત્તાક રાજ્યની લશ્કરી, દરિયાઇ અને હવાઇ ખાતાંની નોકરી છોડી દીધેલો માણસ, અથવા અર્ધો પગારે નોકરી કરનારો માણસ, કે જે આખો વખત પોતાની ફરજ બજાવામાં રોકાયેલો નહિ હોએ તે સર્વે જણો ચુંટાવાને લાયકનાં ગણવામાં આવશે નહિ.

## ચુંટણી કરનારાંઓની નાલાયકાતો.

જે માણસ કે જેને દંડની સજાને બદલે બાર મહીના અથવા તેથી વધારે વખતની અપરાધો માટે કેદની સજા થઇ હોએ, તે ચુંટણીમાં ભાગ લેઇ શકશે નહિ. જો તેને માફી બક્ષવામાં આવી હોએ, અથવા ગુનાહોમાંથી મુક્ત કરવામાં આવ્યો હોએ, અથવા તે ઓછામાં ઓછા બે વર્ષ આગળનો સજા ભોગવી ચુકયો હોએ તો તેને પાછો ચુંટણીમાં મત આપવા લાયકનો માણસ ધારવામાં આવશે.

(૨) જે માણસ નાદાર થયો હોએ તે.

(૩) દીવાનું મનુષ્ય, એ સર્વે ચુંટણીમાં ભાગ લેઇ શકશે નહિ.

## દસ્તાવેજ ત્રીજો.

## ગામડાંની પંચાયેતનો અધિકાર.

(ક) કેળવણી, મનોરંજન અને આશાયેશ, શરૂઆતની નિશાળો, ગામડાંની ઉદ્યોગશાળા, કીતાબખાનું, બાગો, કસરતશાળા, ફરવાની જગ્યાઓ, એ સર્વે ઉપર પંચાયેત સત્તા રાખી શકશે.

(ખ) ઘરોનાં બાંધકામ ઉપર, આરોગ્યના માટે, રક્ષણ કરવાને, જાહેર ગંદકી સારૂં, તહેવારો, મેળાઓ, જાત્રાઓ, તબીબો, દવાખાનાંઓ, જોખમ ભર્યા અને દુ:ખકારક ધંધાઓ, રખડતાં ઢોરોને રાખવાની જગ્યાઓ જન્મ અને મરણનું નોંધ પત્રક, ન્યાયખાતું, શહેરમાં બંદોબસ્ત જાળવનારૂં ખાતું, અને જરૂર પડે તો બચાવ માટે સ્થાનિક લશ્કર, ઉપર પંચાયેત કાબુ ધરાવી શકશે.

(ગ) અર્થશાસ્ત્ર સંબંધી અને ઉદ્યોગ હુન્નરને લગતા કારભાર માટે, સામેલ થઇને ઉભી કરેલી સહાયકારી બેંક અને ભંડારો, કુવાઓ, તલાઓ, નહેરો, ઘરમાં બેસી કરવાનો ધંધારોજગાર, ખેતરોમાં પાણી પુરૂં પાડવાને નલો, ગામડાંનાં મેળાઓ, જંગલો, અને ઢોરોને ચરવાની જગ્યાઓ, જનાવરોને બાંધવાની જગ્યાઓ, રસ્તાઓ અને પુલો, એ બધાં ઉપર અધિકાર રહેશે. તાલુક સભા ઉપર જણાવેલી સઘળી બાબદો ઉપર કબજો રાખવાની પંચાયેતને સત્તા આપશે, અને લોકોને ઉપયોગી થાએ તેવાં ખાતાંઓની દેખરેખ તે રાખશે તથા સ્થાનિક કર મુકવાની પણ પંચાયેતને અધિકાર રહેશે.

## ૨–તાલુક સભાની સત્તાઓ.

(ક) કેળવણી, રમતગમત, શરૂઆતને બદલે બીજી પાયરીની શાળાઓ, જુદા જુદા હુન્નરો શીખવાની નિશાળો, ખેતીવાડી, એ સર્વે માટે તાલુક સભા અધિકાર ધરાવશે.

(ખ) બચાવ—બજારો, મેળાઓ, દવાખાનાંઓ, બીમારખાનાંઓ, વ્યવહારીક દોષો અને ગુનાહો માટે ન્યાયખાતું, ગામડાંઓ વચ્ચેનાં વાંધાઓ પતાવવાને કાજે ઇનસાફ કરવાને, ઉડતા રોગો, ગામડાંની અને તાલુકની અને જરૂર વખતે કામ લાગે તે વાસ્તે રાખેલી પોલીસ ફોજો ઉપર અખત્યાર રાખી શકશે.

(ગ) અર્થ શાસ્ત્રને લગતો અને ઉદ્યોગ હુન્નરને લગતો કારોબાર—ભાડે આપવાને સારૂ ખેતીને લગતાં ઓજારોનાં ભંડારો, જનાવરોને રાખવાની જગ્યાઓ, તાલુકનાં ખેડુતોને જૂદી જૂદી જાતની જમીનો માટે બીયાં પૂરાં પાડવાને, ગામડાંઓ વચ્ચે રસ્તાઓ બનાવવાને, પાણી પુરૂ પાડવાને નહેરો, લોકોને ફાયદો થાયે તેવાં ઉપયોગી ખાતાંઓ સ્થાપવાને, ગામડાંનો ધંધો રોજગાર વધારવાને, એ સર્વે બાબદોનો કારોબાર કરવાની સત્તા તાલુકની

સભાને ડીસ્ત્રીકટ સમીતી આપશે. ગામડાંની બેન્ક અને ભંડારોને મદદ કરવાને તાલુકની સભા તાલુકોમાં મુખ્ય બેંક અને મોટી કોઠીઓ રાખશે.

## ડીસ્ત્રીકટનાં શહેર સુધરાઇ ખાતાંના અધિકાર.

(૩) (ક) કેળવણી, આસાએશ લેવાના સાધનો તૈયાર કરવાને ચઢતી કેળવણી સારૂ વિધ્યાશાળાઓ, જમીન ખાતર, પાકને લગતી વિદ્યા ભણવાને માટે શાળાઓ સ્થાપવાનો અધિકાર ધરાવશે.

(ખ) બચાવ—તાલુક પોલીસનો બંદોબસ્ત કરવાને, ડીસ્ત્રીકટમાં ખાસ જરૂર પડે તે વખતે કામ આવે તે માટે ચોકસ પોલીસ ફોજ તઇયાર રાખવાને, મોટાં દવાખાનાંઓ અને હોસ્પીટાલો, ખોરાકીની તપાસ, ઉડતા રોગો અને લોકોની આરોગ્યતાની તપાસ રાખવાને, તાલુકાની સભાઓ વચ્ચેનો વાંધો મીટાડવાને, ચોક્કસ ભાગોમાં ન્યાય આપવાને ખાતાંઓ સ્થાપવાને, અને તાલુકની ફરિયાદ સાંભળવાને ખાસ મુકરર કરેલું ન્યાય ખાતું બનાવવાનો હક રહેશે.

(ગ) અર્થ શાસ્ત્ર અને ઉધ્યોગ હુન્નરનો કારોબાર, વેપારવણજ, ખેતીવાડી અને બીજા પ્રકારોનો ગામડાને લગતો સહાસ, તથા સહાયકારી બેન્કો અને ભંડારોનો કારભાર કરવાની સત્તા રહેશે. ખેડુતોને અને કારીગરોને હુન્નરને લગતી ખબર આપવામા આવશે, ખેતીવાડી માટે બીયાં પુરાં પાડવાને, જંગલ ખાતું વધારવાને, રસ્તા અને પુલો બાંધવાનો કારોબાર કરવાનો હક ધરાવી શકશે. ડીસ્ત્રીકટમાં ચોક્કસ હદ સુધી કર નાંખવાનો અને નાણું ઉછીનું લેવાનો અધિકાર રહેશે, તેમજ જો જરૂર પડે તો તાલુક સભાઓમાં પ્રાંત તરફની નાણાંની મદદ મોકલી શકશે.

ડીસ્ત્રીકટ સમીતી અથવા શહેર સુધરાઇ ખાતાંનાં હાથમાં લોકોને લાવ લઇ જાવ કરવાનાં સાધનો, રસ્તાઓ ઉપર બતી રાખવાનો બંદોબસ્ત કરવાનો, પાણી સઘળે ઠેકાણે પુરૂ પાડવાનો, બજારો ખુલ્લાં મુકવાનો અધિકાર રહેશે. એ સઘળાંની ઉપજ ડીસ્ત્રીકટ ઉપરનો કર ઓછો કરવાને વાપરવાની સત્તા તે ધરાવી શકશે.

## સલાહ આપનારાં મંડળનો અધિકાર.

૪. એક પ્રાંતનાં હાથ નીચેનાં ભાગોનું બંધારણ અને સત્તાઓ માટે, ભાગોનો આગળ સુધારો વધારો કરવાને સ્થાપેલાં ખાતાંઓ સારૂ. ભાગોની

ગ્યતામાં વધારો લાવનારાં ખાતાં કાજે. અને આ બંધારણને અનુસાર
ાં સ્થપાએલી બીજી સત્તાઓ માટે મંડળ કારભાર કરી શકશે.

૨. તબીબી વિદ્યા શીખવવાને વિદ્યાશાળાઓ બનાવવાને. ઘેલાં માણસોને
ાની જગ્યાઓ કરવાને, તથા દવાખાનાં ઉઘાડવાને લગતો કારોબાર
શકશે.

૩. રાજસભાએ ઉડતા રોગો માટે જે નિયમ ઘડયો હોએ તે મુજબ
ી આરોગ્યતા સાચવવાને અને તેની નોંધ રાખવાને પગલાં ભરી શકશે.

૪. ઇલાકાની અંદર જાત્રાએ જવાની જગ્યાઓ.

૫. ઉંચી કેળવણી માટે વિદ્યાશાળાઓ કે જ્યાં દરેક પ્રકારનું સાધારણ
વિદ્યા હુન્નરને લગતું જ્ઞાન મળી શકશે.

(ક) આ વિદ્યાશાળાઓમાં નીચે જણાવેલી બાબદોનો સમાવેશ થઇ
નહિ.

સરદારોને વાસ્તે શાળાઓ, રાજ્યને લગતી ફોજ ઉભી કરવાને તાલીમ
ારી શાળાઓ, અથવા સનદી નોકરી વાસ્તેનું શિક્ષણ આપનારી
ાનો સમાવેશ કર્યો નથી.

(ખ) આ નીચલી બાબદો માટે રાજસભા કાયદાઓ ઘડશે.

એક પ્રાંતની બહાર જે ભાગમાં એક મોટી વિદ્યાશાળા (University)
હશે, તેને સારૂ કારભાર કરવાની સત્તાની હદ રાજસભા બાંધી શકશે.

૬. (ક) પ્રાંતને લગતો કારોબાર કરવાને જાહેર ખાતાંઓની ઇમારતો,
ઇતિહાસીક યાદગારીનાં સ્થંભોની જાળવણી કરવાનો હક રહેશે. પણ
૪ નાં અસલી સ્થંભો અથવા ઇમારતોની જાળવણી કરનારા કાયદાની
જે સ્થંભો ઉપર આ કાયદો લાગુ પડતો હશે, કે જેને કાયદાનાં ત્રીજા
ાં અસલનાં સચવાયેલા સ્થંભો તરીકે લેવામાં આવ્યા છે, તેઓને
. કારભાર કરી શકશે નહિ. તે છતાં જો દેશનો હાકેમ, કોઈ એક
ારીનાં અસલી સ્થંભ ઉપર આ કાયદો લાગુ પડતો અટકાવશે, કે જે
હિંદી ગેઝેટમાં ખબર આપવામાં આવશે, તો તે સ્થંભની જાળવણી
નો કારોબાર મંડળ કરી શકશે.

(ખ) રસ્તાઓ, પુલો, હોડીઓ, ખોદી કાઢેલા રસ્તાઓ, ભોંનાશવાની
તથા ઉંચા બાંધેલા રસ્તાઓ, બીજાં લાવ લેઇજાવ કરનારાં સાધનો

બનાવાને અને તૈયાર કરી તેનો નિભાવ કરવાને, સલાહકારી મંડળની સલાહથી દેશનો હાકિમ ફરમાનો આપશે.

(ગ) શહેર સુધરાઇ ખાતાંનાં વિભાગને લગતી ટ્રામવેઓ.

(ઘ) ઇલાકાને લગતા કાયદા પ્રમાણે આગગાડીઓ અને ટ્રામવેઓ બનાવી તેનો બંદોબસ્ત જાળવવાનું નકકી કરી શકશે, અને જે આગગાડીઓ અને ટ્રામવેઓને મોટી મુખ્ય લાઇનો સાથે સંબંધ હશે, તે વાસ્તે કાયદાઓ બનાવી શકશે.

૭. પાણી પુરૂં પાડવું, નહેરો બનાવવાને અને ખેતરોમાં પાણી પુરૂં પાડવાને, પુષ્ટાઓ અને ગટરો બાંધવાને, પાણી ભરી મુકવાનો બંદોબસ્ત કરી શકશે. આ વ્યવસ્થા રાજસભાના કાયદા પ્રમાણે એક ઇલાકાને બીજા કોઇ ભાગના સંબંધ સાથે અથવા એક પ્રાંતના અંદરનાજ કોઇ એક ભાગનાં સંબંધ ને ધોકો પુગાડયા વગર કરવામા આવશે.

૮. મહેસુલને લગતો કારભાર નીચે જણાવ્યા પ્રમાણે થશે.

(ક) જમીનની કિંમ્મત આંકી તેને લગતો કર ભરવાનું નક્કી કરી તેને ભેગો કરવાને, અને

(ખ) જમીનને લગતી નોંધો રાખવાને, મહેસુલ ઉપજાવવાને, જમીનની તપાસ કરાવવાને અને તેને લગતા હકોની નોંધો કરાવવાનો કારભાર કરી શકશે.

(ગ) જમીનનાં પટાઓને લગતી શરતો, જમીનદારો અને ભાડુતો વચ્ચેનો સંબંધ, ભાડું એકઠું કરવાને, અને

(ઘ) ગુચવણમાં આવી પડેલી અને ટાંચ મારેલી મિલકતો, સગીરોની સંભાળ માટે અદાલતનું રક્ષણ, અને

(ચ) જમીનની ખીલવણી તથા ખેતીવાડી વધારવાને ઉછીનુ નાણુ આપવાને યોજનાઓ કરી શકશે.

(છ) રાજ્યને લગતી જમીન આપવાની ગોઠવણ કરવાને, સંસ્થાનો બનાવાને અને જમીનની મહેસુલને છુટી પાડવાને, અને

(જ) સરકારી મીલકતોની દેખરેખ રાખવાને તથા દુકાળનું સંકટ નિવારણ કરવાને વ્યવસ્થા કરી શકશે.

૧૦. ખેતીવાડીને માટે પ્રાંતને લગતી શોધખોલ કરનારી વિદ્યાશાળાઓ, ખેતીવાડીમાં સુધરેલી ઢપની રીતો વાપડવાને, ખેતીને લગતી

કેળવણી આપવાને, નાશ લાવનારાં જીવ જંતુઓ સામે બચાવ કરવાને અને વનસ્પતી વર્ગને લગતાં દુ:ખ દર્દોનો અટકાવ કરવાને બંદોબસ્ત કરશે, કે જેને લગતા નિયમો પ્રજાસત્તાક રાજસભા કાયદા મારફતે જાહેર કરશે.

૧૧. જનાવરો સંબંધી દુઃખોનું ટારણ કરનારાં સ્થાનિક ખાતાંમાં એ બાબદ વાસ્તે કેળવણી આપવામા આવશે, અને પશુઓમાં દુઃખોનો વધ થતો અટકાવાને, એવાં ખાતાંઓ ખોલવાની ગોઠવણ કરવાનાં કાયદાએ રાજસભા ઘડશે.

૧૨. અમુક પાણીની જગ્યામાથી માછલાં પકડવાનો હક અને તેને લગતી ગોઠવણ.

૧૩. સહાયકારી મંડળીઓ.

૧૪. એક ડીસ્ત્રીકટથી વધુ જગ્યા રોકતાં જંગલો.

૧૫. રાજસભાનાં કાયદા પ્રમાણે જમીન પ્રાપ્ત કરવાને વ્યવસ્થા કરશે.

૧૬. દારૂ, કેફી વસ્તુઓ અને બેહોશ કરનારી દવાઓ બનાવાને, અથવા રાખવાને અથવા તેને બહારગામ મોકલવાને અથવા ખરીદવાને અને વેચાણ કરવાને, અને તેને લગતો પરવાનો લેવાને અને તે પર જકાત લેવાનાં નિયમો ઘડવાનો બંદોબસ્ત કરી શકશે.

૧૭. ઇનસાફને માટે ઇલાકાની અંદર અદાલતોનુ બંધારણ, તેનો અધિકાર, તેનો નિભાવ અને વ્યવસ્થાની રચના કરવાનો કારોબાર કરવાની સત્તા રહેશે.

૧૮. ઇલાકાનાં કાયદા સંબંધી હકીકતોની નોંધો.

૧૯. અને રાજસભાનાં કાયદા પ્રમાણે નેમાએલા સામાન્ય રાજકારોબારીઓ, તથા સોંપવામાં આવેલા મિલ્કતોનો વહીવટ કરનાર અમલદારોની ગોઠવણ કરી શકશે.

૨૦. રાજસભાનાં કાયદા પ્રમાણે મોટી અદાલતોનાં મુકરદમાં અને કામકાજ વાસ્તેનું લવાજમ, અને તેને લગતા સરકારી કાગળો માટેનાં સ્ટેમ્પો અથવા ચિન્હોનો ભાવ અને સ્થાનિક ટીકીટો સારૂ બંદોબસ્ત કરી શકશે.

૨૧. ખતો અને લેખીત દસ્તાવેજોની નોંધ લેવાને, અને,

૨૨. જન્મ, મરણ તથા લગ્નને લગતી નોંધો રાખવાની ગોઠવણ કરશે, જે રાજસભાનાં નિયમને અનુસાર કરવામાં આવશે.

૨૩. ધર્મ અને સખાવતને માટે આપવામાં આવેલી બક્ષિસો;

૨૪. સરકારી મિલ્કતોમાં આવેલા ખનીજ પદાર્થની ખીલવણી કરવાને સારૂ વ્યવસ્થા કરી શકશે.

૨૫. ધંધા રોજગારની તાલીમ અને વિદ્યા હુન્નરને લગતી કેળવણી આપવાની ગોઠવણ કરશે.

૨૬. ઉદ્યોગ હુન્નરને લગતી બાબદો.

(ક) કારખાનાંઓ.

(ખ) મહેનત મજુરીને લગતા વાંધાઓ પટાવવા માટે.

(ગ) ઇલેકટ્રીસીટી, ગેસ, વરાળ રાખવાના સંચાઓ, ધુમાડો મટાડવાનાં સાધનો મેળવવાને, મજુર વર્ગની સુખ શાંતિ જાળવવાને, ઉદ્યોગ હુન્નરનાં ખાતાઓમા કામદાર વર્ગની આરોગ્યતા અને અકસ્માત વાસ્તે વીમો, તેઓને માટે રહેવાનાં ઠેકાણાં એ સર્વે બાબદની વ્યવસ્થા કરવાનો હક રાજસભાનાં નિયમ અનુસાર રહેશે.

૨૭. ભંડારો અને સાહિત્ય સંબંધી લખવાનો સામાન; અને શહેરમાં આવતા અને બહાર જતા માલ માટે નેમેલા રાજસભાનાં કાયદા પ્રમાણે.

૨૮. ખોરાકી અને બીજી વસ્તુઓમાં ભેલસેલનાં નિયમો.

૨૯. માપ અને વજન તોલના લગતા કાયદાઓ રાજસભાનાં નેમી આપેલાં ધારણ પ્રમાણે થશે.

૩૦. સલાહકારી મંડળની સલાહથી, દેશનો હાકેમ રાજસભાની સત્તા નીચેનાં બારાંઓને મોટાં બારાં તરીક ગણશે, સિવાયે કે એ માટે કંઇ બીજો કાયદો રાજસભા કરે.

૩૧. રાજસભાએ ઇલાકાને લગતી જે બાબદો ઠેરવી છે, તેમાં પ્રાંતને લગતા પાણીનાં ભાગો, નૌકાશાસ્ત્ર, અને વહાણોની સફર સંબંધી બાબદોનો પણ સમાવેશ થશે

૩૨. પોલીસનાં ખાતાંમાં, રેલ્વે પોલીસ અથવા આગગાડીઓ માટે રોકાયેલી પોલીસની ફોજનો સમાવેસ થાએ છે, રેલ્વે પોલીસ માટે દેશનો

હાકેમ, કારોબારી મંડળની સલાહથી, તેઓની સત્તાની હદ અને નિભાવ ખર્ચ વાસ્તે રેલ્વે ખાતાંમાંથી મળતા ફાળાની બાબદમાં ગોઠવણ કરશે.

૩૩. નીચે જણાવેલી જૂદી જૂદી બાબદો માટે સલાહકારી મંડળ વ્યવસ્થા કરી શકશે

(ક) સરતો અને જુગાર રમવાને વાસ્તેનાં કાયદા કાનુનો.

(ખ) જનાવરો પર ઘાટકીપણું ગુજરતુ અટકાવવાને.

(ગ) જંગલી પક્ષીઓ અને જનાવરોનું રક્ષણ કરવાને;

(ઘ) રાજસભાનાં નિયમ પ્રમાણે ઝેહેરી વસ્તુઓનો કબજો.

(ચ) રાજસભાનાં કાયદા મુજબ, આખા પ્રજાસત્તાક રાજ્યમાં મોટર ગાડીનાં પરવાનાં ઉપર કબજો રાખવાને સારૂં અને.

(છ) સીનેમેટોગ્રાફ અને નાટકો ઉપરનો કબજો, કે જે માટે કેવી જાતનાં ચિત્રો સીનેમેટોગ્રાફમાં દેખાડવાં અને કેવા નાટકો કરવા તે વાસ્તેની છુટ રાજસભા તરફથી કાયદા પ્રમાણે આપવાના નિયમ.

૩૪. રાજસભાનાં કાયદાને અનુસાર છાપાઓ, ચોપડીઓ અને છાપખાનાંઓની સત્તાધિકારી નોંધો રાખવાનો કાયદો.

૩૫. ભેદ ભરેલાં મરણ માટે તજવીજ કરનાર અમલદાર.

૩૬. જુદા પાડેલા ભાગો.

૩૭. રાજસભાનાં કાયદા મુજબ ગુનેહગારોની

૩૮. ટોલીઓ અને ભટકવાને લગતા નિયમો.

૩૯. રાજસભાનાં નિયમો પ્રમાણે બંદીખાનાં, ગુનેહગારોને સુધારવાની શાળાઓ અને કેદીઓનો બંદોબસ્ત. એમાં રાજ્યનાં કેદીઓનો સમાવેશ થતો નથી.

૪૦. હદ બાંધવી અને અમુક જગ્યામાં ઢોરો આવી જઇ શકે નહિ તેનો બંદોબસ્ત.

૪૧. ખજાનો જડવાને લગતું.

૪૨. પુસ્તકખાતાં, પ્રાણી વિદયાને લગતા બગીચાઓ, જૂદા જૂદા પદાર્થોનું સંગ્રહસ્થાન માટે કાયદાઓ;

૪૩. ઇલાકાનાં સરકારી છાપખાનાંઓ.

૪૪. આ કાયદાનાં ખરડા પ્રમાણે રાજસભા અને સલાહકારી મંડળ માટે ચુંટણીનાં ધારાઓ.

૪૫. તબીબો અને બીજા ધંધાઓનો દરજ્જો અને લાયકાતોનાં કાયદા કાનુનો રાજસભાનાં નિયમોને આધારે થશે. ઉપર જણાવેલી સઘળી બાબદોનો બંદોબસ્ત કાયદા બાંધનારૂં કારોબારી મંડળ કરી શકશે.

૪૬. સરકારી ફંડો અને ઇલાકાની હાથ નીચેનાં ભાગોનાં સરકારી ખાતાંઓની આવક અને ખર્ચનો હિસાબ રાખવાને ચોપડાઓ તપાસવાનું હીસાબખાતું;

૪૭. આખા હિંદને લગતી સરકારી નોકરીઓ અને પ્રાંતોને લગતી સનદી નોકરોઓ, અને બીજાં જાહેર ખાતાંને લગતી નોકરીઓનો કબજો રાજસભાના ધારણ મુજબ મંડળનાં હાથમાં રહેશે.

૪૮. કોઇ પણ જાતની ઇલાકાનાં ઉપજ, કે જે માટે આગલ જણાવામાં આવ્યું નહિ હોએ તેવી આવકનો કબજો.

૪૯. ઇલાકાની આંટ અથવા પ્રતિસ્તા ઉપર ઉછીનાં પૈસા કઢાવવાનો હક.

૫૦. ઇલાકાની કોઇબી રૈયતના માણસ ઉપર કાયદા પ્રમાણે શિક્ષાને સારૂ દંડ કરવો. અથવા કેદખાનાંની સજા ફરમાવવાનો હક રાજસભાનાં કાયદા પ્રમાણે રહેશે.

૫૧. ઇલાકાની અંદર કોઇબી બાબદને ખાનગી અથવા સ્થાનિક ખટપટને સંબંધી, છે એમ દેશનો હાકેમ સલાહકારી મંડળની સલાહથી જાહેર કરી શકશે.

૫૨. ઇલાકાની સરકારને કાયદા પ્રમાણે આપવામાં આવેલી સત્તાઓ.

## રાજસભાની સત્તાઓ.

૧. ઇલાકાઓની વચ્ચે અને બીજા પારકા મુલકો સાથે વેપાર વણજ કરવાની સત્તા રહેશે.

૨. પ્રાંતો ઉપર અને પ્રાંતોને લગતા ભાગો ઉપર કર નાખવાનો અધિકાર રહેશે, પણ તે માટે પ્રાંતોની વચ્ચે ભેદ અથવા તફાવત રાખવામાં આવશે નહિ.

૩. પ્રજાસત્તાક રાજ્યમાં તફાવત રાખવા વગર માલ ઉપજાવવાને માટે અને દેશાવર ખાતે માલ નિકાસ કરવાને બક્ષિસો આપી શકશે.

૪. પ્રજાસત્તાક રાજ્યની આંટ ઉપર પૈસા ઉછીનાં લઈ શકશે.

૫. તપાલ ખાતામાં, તાર ખાતામાં ટેલીફોન ખાતામાં અને એવાં બીજા જાહેર ખાતામા નોકરીઓ આપી શકશે.

૬. પ્રજાસત્તાક રાજ્યનાં કાયદાઓને અમલમાં મેલવાને અને તેનો નિભાવ ચાલુ રાખવાને, રાજ્યનાં અને ઇલાકાઓનાં બચાવ માટે દરિયાઇ, લશ્કરી અને હવાઇ ખાતાની ફોજો ઉપર કાબુ રાખી શકશે.

૭. દિવાદાંડીઓ, દરિયામાં ખડકો દેખાડવાને બોયાં તરતાં મુકવાને, નિશાંણી રાખવાને; અને

૮. વાયુચક્ર અને તારાઓને લગતી બાબદોમાં અને ખગોલ વિદ્યાને લગતું અવલોકન કરવાનો અધિકાર રહેશે.

૯. ચેપી રોગો માટે લોકોને વહેવાર રાખ્યા વિના અમુક જગ્યાએ અટકાવી રાખવાનો હક ધરાવશે.

૧૦. નકકી કરેલી હદ ઉપરાંત હિંદી દરિઆમાં માછલાં પકડવાનો હક અને,

૧૧. વસ્તીની ગણત્રી અને દેશ સ્થિતિની હકીકત રાખશે.

૧૨. નાણાંનાં સિક્કાઓ પાડવાનો અને ચલણી નાણું તથા કરજદારી ભરવાને કાયદાપુર્વક ચાલતું દેશને લગતું ચલણ કરવાનો હક ધરાવી શકશે.

૧૩. ઇલાકાને લગતી બેંકો સંબધી કામ ઉપરાંત બીજી બેંકો જે પ્રાંતની બહાર હોએ તેને લગતું કામકાજ કરશે, પૈસા માટે કાગલની નોટો કાઢી શકશે, તથા બેન્કોનું જોડાણ કરી શકશે.

૧૪. ઇલાકામાં અને પ્રાંતની હદની બહાર પણ વીમો ઉતારી શકશે.

૧૫, જોખ તોલ વાસ્તે વજન અને માપો બનાવી શકશે.

૧૬. હુંડીઓ અને નાણાંની વ્યાજુ ચીઠીઓ કરી શકશે.

૧૭. દેવાળું અને નાદારી માટે.

૧૮. ગ્રંથો પ્રસિદ્ધ કરવાનો હક, શોધો અને નમુનાઓ અને વેપારનાં માર્કા રાખવાનો હક રહેશે.

૧૯. દેશાવરો સાથે સંબંધ અને પારકી પ્રજાનાં મનુષ્યો સાથનો વહેવાર તથા તેઓને સ્વદેશી જેવા હક આપવાનો અધિકાર.

૨૦. પારકા દેશોની કંપનીઓ, અને પ્રજાસત્તાક રાજ્યની અંદર ઉભી થયેલી વેપારી અથવા મહેસુલ વસુલ કરનારી મંડળીઓ.

૨૧. લગ્નોને લગતું.

૨૨. છુટાછેડા અને લગ્ન સબંધી બાબદો, અને તેના સબંધમાં મા બાપનાં હકો, તથા સગીર વયેનાં બાળકોનો હવાલો અને વાલીપણું.

૨૩. અશક્ત અને બુઢ્ઢાં માણસો માટે બક્ષિસ અથવા પેન્શન.

૨૪. આખાં પ્રજાસત્તાક રાજ્યમાં ઇલાકાઓની અદાલતોનો અભિપ્રાય જાણવાને, અને વ્યવહાર સંબંધી તથા દોષોને લગતા ગુનાહોની તપાસ વાસ્તે ઇનસાફ અમલમાં મેલવાનો હક રહેશે.

૨૫. આખાં પ્રજાસત્તાક રાજ્યમાં જાહેર કાયદાઓ, તેને લગતી નોંધો અને કાયદાઓનું બધારણ અને ઈલાકાઓને લગતું ઇનસાફનું ધોરણ માન્ય રાખી સ્વીકાર કરવામાં આવશે.

૨૬. કોઇ એક જાત, કોમ અથવા ધર્મને લગતાં લોકો સારૂ, અમુક જાતનાં કાયદાઓ ઘડવાની જો અગત પડે તો તેમ કરવાનો હક રહેશે.

૨૭. પરદેશમાં જઇ વસવાને અને સ્વદેશ છોડી પરદેશ જવાને તથા એક ઇલાકામાંથી બીજા ઇલાકામાં જઇ વસવાનો અધિકાર રહેશે.

૨૮. હિંદી રાજાઓને લગતા ભાગો સાથે સબધ.

૨૯. રાજકારભાર સંબંધી ફરજો.

૩૦. કોઇબી ઇલાકામાંથી અથવા કોઇબી માણસ પાસેથી વાજબી સરતે મિલકત લેવાને, રાજસભાને તે વાસ્તે કાયદાઓ ઘડવાની સત્તા રહેશે.

૩૧. પ્રજાસત્તાક રાજ્યનાં દરિયાઇ અને લશ્કરી ખાતાંને લગતો સામાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને માટે આગગાડીઓનો કબજો ધરાવી શકશે.

૩૨. એક ઇલાકાની પસંદગી સાથે તે ઇલાકામાં, આગગાડી માટે લોઢાંની સડક નાખવાને અને તેનો વિસ્તાર લંબાવવાનો હક રહેશે.

૪

૩૩. કોઇબી ઇલાકાની બહાર વેપાર ઉપ્યોગને લગતા વાંધાઓ માટે ામજુતી કરાવવાનો અને લવાદી નેમવાનો અધિકાર રહેશે.

૩૪. અફીણ ઉગાડવાને અને વેચાણુ માટે દેશાવર મોકલવાનો કબજો ાખી શકશે.

૩૫. સરકારી ખાતાંઓ સારૂ દેશમાં બનેલી અથવા પારકા મુલકમાંથી માવેલી લખવાને માટે કાગળ, સાહી કલમ એવી વસ્તુઓ અને કોઠીઓ ઉપર ાબજો ધરાવશે.

૩૬. પેત્રોલ્યમ તેલપર અને ફાટી નીકલે તેવી ચીજોનો કબજો ાખી શકશે

૩૭. ભુરતર વિધ્યાને લગતી, અને

૩૮. વનસ્પતિ વિધ્યાને લગતી તપાસ કરી શકશે.

૩૯. એક સત્તામાં મુકાએલું શહેરમાં બંદોબસ્ત જાળવવાને નેમાયલાં ોલીસ ખાતાં ઉપર અધિકાર ધરાવશે.

૪૦. હથિયારો અને દારૂગોળા ઉપર કબજો રાખી શકશે

૪૧. ખાસ વિદયા હુન્નરને લગતી બાબદો શીખવાનો આગલ વધારો કરવાને, અને શોધખોલ ચલાવાને ચોકકસ વિદયાશાળાઓ રાખવાની સત્તા ધરાવી શકશે.

૪૨. ધાર્મિક કારોબાર કરી શકશે.

૪૩. હિંદ દેશની ચોગમ સર્વ ઇ કરી અવલોકન કરી શકશે.

૪૪. પુરાતન બાબદો શીખવાની વિદયા માટે, અને

૪૫. પ્રાણી વિદયાને લગતું અવલોકન કરવાનો હક રહેશે.

૪૬. ભારત ભુમીની બધી નોકરીઓની બાબદમાં,

૪૭. રાજસભાનાં કાયદામાં આવેલી ઇલાકાને લગતી કોઇ પણ બાબદમાં કાયદો ઘડવાની સત્તા.

૪૮. ઇલાકાનાં અંદરનાં ભાગો ઉપરાંત, બીજા ભાગોમાં ફેરફાર કરવો અને તે માટે કાયદા મારફતે જાહેર કરવાનો હક ધરાવશે.

૪૯. ચોક્કસ આદરસત્કાર અને રીતભાત સાચવવાને, ખેતાબો આપવાને, હુકમો કરવાને, પહેલો હક રાખવાને, અને એક સરખો લશ્કરી પોશાક કરવાનો હક ધરાવશે.

૫૦. જ્યાં સુધી રાજસભા કંઇ બીજી જાતની વ્યવસ્થા કરે નહિ, ત્યાં સુધી આ બંધારણ પ્રમાણે કોઇ પણ બાબદમાં થયલો બંદોબસ્ત જાળવવાને.

૫૧. એક ઇલાકાની અથવા કેટલાક ઇલાકાઓની રાજકારોબારી મંડળીઓ તરફથી, જે ફરિયાદની બાબદો રાજસભાપર ફડચો લાવવાને માટે મોકલવામાં આવી હોય તે સર્વે માટે નિયમો ઘડવાનો અધિકાર રહેશે, પણ તે કાયદાઓ જે પ્રાંતો તરફથી ફરિયાદો ગઇ હોશે તેપરજ લાગુ પડશે, અથવા જે પ્રાંત તેને કાયદા તરીકે સ્વિકારશે તેને તે કાયદો લાગુ પાડવામાં આવશે.

૫૨. રાજસભાનાં બંધારણ પ્રમાણે, અથવા મંડળીઓનાં બંધારણને અનુસાર, અથવા પ્રજાસત્તાક રાજયની સરકારનાં ધોરણ મુજબ, અથવા ઉપલી મોટી અદાલતનાં નિયમ પ્રમાણે, અથવા પ્રજાસત્તાક રાજ્યનાં કોઇબી જાહેર ખાતાંનાં બંધારણ પ્રમાણે આપવામાં આવેલી સત્તાનો ઉપયોગ કરી શકશે, અને તે સત્તાનો અધિકાર ઓચિંતા પ્રસંગ વખને ઉપયોગમાં લઇ શકશે.

## દસ્તાવેજ ચોથો.

### થોડા વખતને વાસ્તેનો બંદોબસ્ત.

### અમુક ઉપયોગને માટે રાખી મુકેલી બેઠકો.

૧. ખાસ કોમને લગતી ચુંટણીઓ થઇ શકશે નહિ. એટલે દરેક ચુંટણી કરનાર માણસ કોઇબી કોમનાં મનુષ્યને મત આપી શકશે, પણ ૧૯૧૯ નાં હિંદી સરકારી કાયદામાં જણાવ્યા પ્રમાણે, થોડા વખત માટે એક સાધન તરીકે યુરોપ ખંડનાં રહેવાશીઓ વાસ્તે અને મુસલમાનો માટે જે સંખ્યાની બેઠકો રાખવામાં આવી છે, તે પાંચ વર્ષો સુધી ચાલુ રહેશે; અને ત્યાર પછી ખાસ હકની બાબદમાં તપાસ કરવાને એક મંડળ અથવા કમીશન નેમાશે; જે એ માટે ચાલુ રાખવાને અથવા બેઠકો કાઢી નાખવાને અથવા એ કાયદામાં સુધારો કરવાને લગતી સૂચનાંઓ ભલામણ રૂપે કરશે.

### ધર્મો ઉપર અસર લાવનારા કાયદાઓ.

૨. પ્રજાની કોઇબી જાતનાં રેવાજો અને ધાર્મિક ક્રિયાઓ ઉપર જો કોઇ કાયદો અસર લાવતો હશે, કે જે કાયદો બેમાંથી એક મંડળમાં દાખલ

કરવામાં આવ્યો હશે, તે કાયદાની તપાસ લેવાને, જે મંડળે કાયદો ઘડવાની ભલામણ કરી હશે તે મંડળની કમીટી ઉપર મોકલવામાં આવશે. તે કમીટીમાં, જે ધર્મની ક્રિયાઓ અને રેવાજો ઉપર કાયદાથી અસર થતી હશે, તે ધર્મનાં માણસો સભાસદો તરીકે વધારે પ્રમાણમાં રહેશે પણ જો એક કાયદો ઘણી કોમનાં માણસોને અથવા તેઓનાં ધાર્મિક રેવાજોને અસર કરશે, તો કમીટી અસર થયેલી દરેક કોમનાં એક સરખી સંખ્યાનાં સભાસદોની બનશે. એવી કમીટી જેમ અગત પડે તેમ જુબાની લેઈ શકશે, અને જો કમીટી નેમવા ધારેલા કાયદાની વિરૂધ લખાણ કરશે, તો એક વર્ષ સુધી રાજસભામાં તેને લગતો કાયદો પસાર કરી શકાશે નહિ.

## ઉપલી મોટી અદાલતની ન્યાય આપવાની સત્તા.

૩. જયાં સુધી રાજસભા ૫૪) મા ભાગમાં અને ૫૨) માં ભાગમાં જણાવેલા ન્યાય આપવાને લગતા કાયદાઓમાં ફેરફાર કરે નહિ, ત્યાં સુધી અદાલતો હિંદી સરકારી કાયદા મુજબ ઇનસાફ આપવાનુ ધોરણ લાગુ પાડશે.

## કાયદા અમલમાં મેલનારાં મંડળની ચુંટણીનાં પહેલાં નામ પત્રકની રીત.

નીચે જણાવ્યા પ્રમાણે કાયદા અમલમાં મેલનારાં મંડળની પહેલી ચુંટણી થશે.

(ક) હિન્દી સરકારી કાયદા મુજબ કાયદા બાંધનારી મંડળી, મંડળનાં સભાસદોની જેટલી સામટી સંખ્યા હશે તેટલી સંખ્યાનાં સભાસદોની નેમણુંક કરશે.

(ખ) કાયદા અમલમાં મેલનારાં મંડળનાં સભાસદોની સંખ્યાનાં જુમલા પ્રમાણે, તેટલી સંખ્યાની નેમણુંક ઇલાકાની કાયદા બાંધનારી મંડળી કરશે, જે માટે દરેક ઇલાકાને ચોક્કસ સંખ્યાનાં સભાસદોને મોકલવાનો હક આપવામાં આવ્યો છે.

(ગ) બીજા માણસો કે જેઓ રાજકારભારી મંડળનાં (Council of State) સભાસદો હશે, તેઓ જો દેશનાં હાકેમ ઉપર પોતાની મરજી સભાસદો તરીકે ચુંટાવવાની છે, એમ લખીને જણાવશે તો તેઓનાં નામો પણ નામ પત્રકમાં સામેલ કરવામાં આવશે.

## પહેલી ચુંટણી પછી સભાસદોની મુદત.

૫. દરેક પ્રાંતમાંથી સામટી સંખ્યાનાં અર્ધા ભાગને (Ballot) ચીઠ્ઠીથી મત આપીને ચુંટી કાઢવામા આવશે, અને ત્રણ વર્ષો સુધી એક સભાસદ મંડળીમાં કામ કરી શકશે, અને પછી તે મંડળ છોડશે. બાકીનાં સભાસદો છ વર્ષો પછી મંડળી છોડી શકશે.

## સભાસદોની સંખ્યા.

૬. જૂદા જૂદા ઇલાકાઓની કાયદા બાંધનારી મંડળીઓનાં સભાસદોની સંખ્યા નીચે જણાવ્યા પ્રમાણે થશે.

| (Senate) કાયદા અમલમાં મેલનારૂં મંડળ. | | કાયદા બાંધનારૂં મંડળ. | |
|---|---|---|---|
| એસામ... | ... ૮ | એસામ... | ... ૧૬ |
| બેંગાલ... | ... ૨૦ | બેંગાલ... | ... ૪૦ |
| બીહાર અને ઓરીસા | ... ૨૦ | બીહાર અને ઓરીસા | ... ૪૦ |
| મુંબાઇ... | ... ૨૦ | મુંબાઇ... | ... ૪૦ |
| બરમા ... | ... ૧૬ | બરમા ... | ... ૩૨ |
| મધ્ય પ્રાંતો | .. ૧૦ | મધ્ય પ્રાંતો | ... ૨૦ |
| મદ્રાસ ... | ... ૨૦ | મદ્રાસ ... | ... ૪૦ |
| પંજાબ... | ... ૧૬ | પંજાબ... | ... ૩૨ |
| જોડયા પ્રાંતો | ... ૨૦ | જોડયા પ્રાંતો | ... ૪૦ |

## ઇલાકાઓની કાયદા બાંધનારી મંડળીઓ.

| | | | |
|---|---|---|---|
| એસામ... | ... ૭૫ | મધ્ય પ્રાંતો | ...૧૦૦ |
| બેંગાલ... | ...૨૦૦ | મદ્રાસ ... | ...૨૦૦ |
| બીહાર અને ઓરીસા | ...૨૦૦ | પંજાબ... | ...૧૫૦ |
| મુંબાઇ ... | ...૨૦૦ | આગ્રા અને આઉધનાં જોડયા પ્રાંતો | ...૨૦૦ |
| બરમા ... | ...૧૦૦ | | |

## ૭ દેશનો હાકેમ અને ઇલાકાનાં હાકેમોનાં પગારો.

| | રૂપ્યા દર વર્ષે. |
|---|---|
| દેશનો હાકેમને (Viceroy) ... | ... ૨૫૬,૦૦૦ |

| | રૂપૈયા દર વર્ષે. |
|---|---|
| બંગાળ, મદ્રાસ, મુંબાઇ અને જોડયા પ્રાંતોનાં દરએક હાકેમને. ... ... ... | ૧૨૮,૦૦૦ |
| પંજાબ, બીહાર અને ઓરીસાનો દરએક હાકેમને | ૧૦૦,૦૦૦ |
| મધ્ય પ્રાંતોનો હાકેમ ... ... ... | ૭૨,૦૦૦ |
| એસામનો હાકેમ ... ... ... | ૬૬,૦૦૦ |

## રાજ્યનાં પ્રધાનોનાં પગારો.

૮. જ્યાં સુધી રાજસભા બીજો બંદોબસ્ત કરે નહી ત્યાં સુધી હિન્દી સરકારી કાયદા મુજબ રાજ્યનોં પ્રધાનોનો દરમાયો, દેશનાં હાકેમની કારોબારી મંડળીનાં સભાસદોનાં પગારો જેટલો રહેશે.

## બીજા પ્રધાનોનાં પગારો.

૯. જ્યાં સુધી કાયદા બાંધનારી મંડળી કંઇ બીજી ગોઠવણ કરે નહિ, ત્યાં સુધી ઇલાકાનાં હિન્દી સરકારી કાયદા મુજબ, બીજા પ્રધાનોનાં પગારો ઇલાકાનાં હાકેમનાં કારોબારી મંડળનાં સભાસદોનાં પગારોની બરોબર રહેશે.

## પહેલી ચુંટણી સારૂ લેખ પત્રો.

રાજસભા વાસ્તેની પહેલી સામાન્ય ચુંટણી સારૂ દેશના હાકેમ તરફથી લેખ પત્રો કાઢવામાં આવશે, અને ઇલાકાની કાયદા બાંધનારી મંડળીના સભાસદોની ચુંટણી માટે, ઇલાકાનાં હાકેમ તરફથી લેખ પત્રો બહાર પાડવામાં આવશે.

## પ્રાંતોનાં હાથ નીચેનાં ભાગો માટે મહેસુલ.

એ માટે નીચે પ્રમાણે સૂચનાઓ ભલામણ રૂપે કરવામાં આવે છે.

(૧) એક ગામડામાં એકઠો થએલો જમીન અને પ્રાંતિક કરોને લગતો ચોકકસ ભાગ, ખર્ચ કરવાને માટે ગામડાંની પંચાયતને આપવામાં આવે તે વાસ્તે સેંકડે એક રૂપૈયામાંથી એક આનાનું પ્રમાણ રાખવાનું સગવડ ભર્યું ગણાવું જોઇએ.

(૨) એક તાલુકમાં એકઠા થએલાં ઇલાકાને લગતા બીજા કરો, અને જમીનને લગતો ખર્ચ બાદ કરતાં, બાકી રહેલી આવકમાથી તાલુકને સેંકડે ચોકકસ ભાગ આપ્યા પછી, સેંકડે અમુક ભાગ તાલુક સભાને ખર્ચ કરવાને આપવામાં આવવો જોઇએ

(૩) એક ડીસ્ત્રીકટમાં એકઠા કીધેલા ઇલાકાને લગતા બીજા કરો અને જમીનને લગતો ખર્ચ કર્યા પછી, બાકી રહેલી આવકનો ડીસ્ત્રીકટનાં તાલુકને સેંકડે ચોકકસ ભાગ આપ્યા પછી, આવકનાં અમુક ભાગને ડીસ્ત્રીકટ સમીતીને ખર્ચ માટે આપવો જોઇએ.

(૪) ડીસ્ત્રીકટની સરકારની પરવાનગીથી તાલુકની અંદરની ગામડાંની પંચાયેતો, ચોકકસ હદ સુધી ઇલાકાને લગતા કરો ઉપર વધારે દર અથવા કરવેરો નાખવાને, તાલુકને પરવાનગી આપશે.

(૫) ઇલાકાની સરકારની પરવાનગીથી તાલુક સભાની સત્તા નીચેનાં ભાગોમાં, ચોકકસ હદ સુધી ઇલાકાનાં અને રાજયનાં કરો ઉપર વધારે બોજો અથવા વેરો નાખવાને એક ડીસ્ત્રીકટને રજા આપવામાં આવશે.

(૬) ડીસ્ત્રીકટની સમીતી અને શહેર સુધરાઇ ખાતાંનાં તાબા નીચેનાં ભાગોમાં, ચોકકસ હદ સુધી રાજયને લગતા અને ઇલાકા ઉપરનાં કરવેરામાં વધારે બોજો નાખવાને અથવા કરનો ઉમેરો કરવાને, ઇલાકાની સરકાર રજા આપી શકશે.

(૭) પ્રજાનાં ઉપયોગમાં આવે એવાં અગત્યનાં કામો કરવાને, જેમકે કેળવણી આપવાને, મોટા રસ્તાઓ બનાવવાને, ઇલાકાની મહેસુલમાંથી થોડે દરજજે શહેર સુધરાઇ ખાતાંને અને ડીસ્ત્રીકટ સમીટીને ઇલાકા તરફથી નાણાંની રકમનો ટેકો મલવો જોઇએ.

(૮) ગામડાંનાં લોકની મહેનતથી બનેલા કુવાઓ, તળાવો, કે જે પંચાયેતનાં કબજામાં હશે, તેનો સુધારો કરવાને, ગામડાંની પંચાયેતોને કરો નાખવાનો હક રહેવો જોઇએ.

(ઉપર જણાવેલી સૂચનાંઓને, પ્રજાસત્તાક રાજયમાં પ્રાંતોને લગતી કારોબારી મંડળીઓ, ઇલાકાનાં હાથ નીચેનાં ભાગોને લગતા કાયદાઓ મારફતે, રાજ કારભારને માટે ઉપયોગમાં લેવાને કોષેશ કરશે.)

---

